છૂપી પોલીસ ગ્રંથમાળા પુષ્પ આઠમું.

છુપી પોલીસની

# ભેદી પુતળું

રહસ્યમય કથા.



ટાવરરોડ તાર ઑફીસ સામે સુરત.

## શું તમોને ગાયનોનો શોખ છે ?



મુલ્ય માત્ર રૂપીયો એક તુર્તમાં મંગાવનારને

તો આજેજ મંગાવો. પૃષ્ઠ ૨૬૦ ગ્લેઝ કાગળ

**ન્યુ ફોનોગ્રાફ ગાયનમાળા ભાગ ૧ થી ૧૦**




યાને

## ડીટેકટીવ દેવેન્દ્રનું નવું પ્રાક્રમ.

લેખકઃ—શ્રીયુત ભાઇદાસ કેવળરામ

પ્રકાશકઃ—શ્રી નવજીવન પુસ્તકાલય તરફથી
ઠા. હરીલાલ અને પ્રાણુલાલ બુકસેલર્સ.
ટાવર રોડ તારઓફીસ સામે—સુરત



પ્રથમાવૃત્તી. પ્રત ૨૦૦૦.
સન ૧૯૨૪ સપ્ટેમ્બર. સંવત ૧૯૮૦ ભાદ્રપદ.
મુલ્ય માત્ર આઠ આના.

છુપી પોલીસ ગ્રંથમાળા.

દિવાળી પછી ] પુંષ્પ ત્રીજું [ તૈયાર થશે.

## નીહીલીસ્ટોના પંજામાં

લવાજમ બાર પુષ્પના રૂપીયા ત્રણ આજેજ મોકલી આપો.

તુર્તમાં ગ્રાહક થનારને મહાભારત નાટક ગાયન
ભાષણ સાથે ભેટ વળી સંવત ૧૯૮૧ ના સાલનું
કેલેન્ડર પણ ભેટ મળશે."

પ્રથમ પુષ્પ બહાર પડી ચુકયું છે.

# ખૂનીકોણ ? સચીત્ર પૃષ્ટ ૧૨૦

છુટક નમુનો મંગાવનારે આઠ આનાની પોષ્ટલ ટીકીટો
એક કવરમાં બીડવી પસંદ પડેથી બાકીના
બે રૂપીયા આઠ આના મનીઓર્ડરથી
મોકલી આપવા.

## ઠા. હરીલાલ અને પ્રાણલાલ

બુકસેલર્સ ટાવર રોડ—સુરત.

અગણીત ઉપકાર કરનારી સ્વર્ગસ્થ

વ્હાલી માતા.

આજે આટલા વર્ષે તારૂં કંઇક પણ સ્મરણ
રહે એવી ભાવનાથી પ્રેરાઇને, તારા અગણીત
ઉપકારોનો બદલો મારાથી વાળી શકાય
તેમ ન હોવા છતાં તેમાંથી કિંચિત્
અંશે ઋણમુક્ત થવા, આ લઘુ કૃતી
તારા ચરણમાં અર્પણ કરી
કૃતાર્થ થાઉં
છું.



લી. તારો જ પુત્ર

હરીલાલના દંડવત પ્રણામ

# અનુક્રમણિકા.

# ભેદી પુતળું!

## પ્રકરણ ૧ લું.

### અપંગ ભિખારી કે ભયંકર બદમાશ?

" અગીયારસો રૂપીયા ! "

લીલામમાં ભરાએલા ટોળામાંથી મોટેથી ચોકખો અવાજ આવ્યો.

" અગીયારસો રૂપીયા !—અગીયારસો ? કોઈને વધવું છે ? " લીલાંઉવાળાએ પોકાર કર્યો.

" અગીયારસો દસ " ટોળામાંથી અવાજ આવ્યો.

" અગીયારસો દસ રૂપીયા ! " લીલાંઉવાળો બોલ્યો.

ઘણી કીંમતી અને નવાઈ પમાડે એવી ચીજોનું લીલાંઉ કલકત્તાના એક મકાનના ભવ્ય ઓરડામાં ચાલી રહ્યું હતું. ઉપલી બીડ, ત્યાંના ટેબલ પર પડેલા એક પંચધાતુમાંથી બનાવેલા સેડોના પુતળાને માટે અપાઇ હતી. તે પુતળું ફક્ત અગીયાર ઇંચ લાંબુ હતું, એટલે દરેક ઈંચની કીંમત રા. ૧૦૦, થઈ ચુકી હતી. આવી નજીવી વસ્તુને માટે દુનીયાના હિરા પારખુઓએ આટલી બધી કિંમત વધારી દીધી હતી ! જે મનુષ્યે અગીયારસોની બીડ આપી હતી તેના તરફ ત્યાં ભરાએલા સર્વે મનુષ્યે જોયું. તે મનુષ્ય કદાવર નહોતો. રંગે સાધારણ ઘઉં

વર્ણો હતો, અને ચસ્મા પહેરેલા હતા કે જેની પાછળ તેજસ્વી આંખો ચમકતી હતી. બે મીનીટ લિલાંઉ વાળો તેના તરફ જોઈ રહ્યો.

"અગીયારસોને પચાસ !" અવાજ આવ્યો.

ફરીથી તે ઓરડામાં વાત ચીત થવા લાગી.

"અગીયારસો ને પચાસ રૂપીયા !" લીલાંઉવાળો મોટેથી બોલ્યો. અગીયારસો ને દસ બોલનારે પોતાના હરીફ સામું જોયું અને આખરે કંટાળી પોતાના બેઉ હાથ ખીસામાં નાંખ્યા અને ત્યાંથી પાછો ફર્યો.

અગીયારસોને પચાસમાં જાય છે. કોઇ વધનાર છે ? પરંતુ કોઈ વધ્યું નહિં. લીલાંઉવાળાએ ચસ્માવાળા મનુષ્યનું નામ લખી લીધું તેની પાસે ઉભેલા માણસોએ તેને મુબારક બાદી આપી જેથી પેલાને કંઈક હસવું આવ્યું.

તે બોલ્યો—હું આથી ખુશી થયો છું કારણકે એ પુતળાને માટે મારે ઘણે દુરથી આવવું પડયું છે. આ પછી બીજી ઘણી ચીજો લીલાંઉના ટેબલ પર મુકવામાં આવી, પણ પેલા માણસનું કામ પતી જવાથી ત્યાં ઉભા ન રહેતાં તે ગીડદીવાળા ઓરડામાંથી બહાર આવ્યો. તેણે જોયું નહિં કે બીજો આદમી પણ તે ગીડદીથી કંટાળ્યો હતો. બીજો મનુષ્ય સાધારણ બાંધાવાળો અને ઉંચો હતો. મુછના જથાએ તેનું મુખ અને હોઠ છુપાવ્યા હતા અને તે કંઇક ગુસ્સે થતો હોય તેમ જણાતું હતું.

વાંચક ! પેલા ચસ્માવાળા મનુષ્યનું નામ કનૈયાલાલ છે. તે ઓરડામાંથી બહાર આવીને, ચોકખી હવા લેવાને થોડી વાર થોભ્યો. ત્યાં થઇ પેલો ઉંચો આદમી પસાર થયો, અને ગલીના ફુટપાથપર ચાલવા લાગ્યો. તે ગલીના નાકાપર, એક હાથ પગ વિનાનો દુઃખી માણસ ઉભો હતો. તેના લાકડાના પગ ફુટપાથના આધારે રહ્યા હતા, અને

કોટની બાંય હાથ વિનાજ પવનથી આમ તેમ હાલતી હતી. હાથને બદલે લોખંડના વાંકીયાએ બગલમાં ભેરવેલી લાકડીઓને બરાબર રાખવા જગા લીધી હતી. લાકડાના પગ અને લોખંડના વાંકીયાને બરાબર રાખવા તેની છાતીની આજુ બાજુ ચામડાનો પટો બાંધવામાં આવ્યો હતો. તેની પહોળી છાતીથી તે કંગાળમાં ઘણી તાકાત હોય તેમ લાગતું હતું. તેણે ટોપી એવી રીતે પહેરી હતી કે તેનું કપાળ અને આંખો દેખાતા નહોતા. આંખની નીચેનો ચહેરો ઘણોજ ભયંકર જણાતો હતો. પેલો ઉંચો મનુષ્ય એવામાં ત્યાં આવી પહોંચ્યો અને પેલા દુખી મનુષ્યને ત્યાં ભીખ માંગતો જોયો, ઘણી દયા દ્રષ્ટિથી તે પેલા ભીખારીની સામે જોતો ઉભો, અને પોતાના ખીસામાં હાથ નાંખી પૈસાને માટે શોધ કરવા લાગ્યો. રસ્તે જનારને તો એમજ જણાતું હતું કે તે તેને કંઇક આપવાને માટે થોભ્યો હતો પણ ખરી રીતે જોતાં તેમ નહોતું.

તે બોલ્યો—તેણે તે ખરીદ્યું છે?

"શું કનૈયાલાલે?" પેલા અપંગ આદમીએ પુછ્યું, તેનો અવાજ એટલો તો તિક્ષ્ણ હતો કે ભાગ્યેજ કોઇ મનુષ્યનો એવો અવાજ હોય.

પેલાએ જવાબ આપ્યો—હા.

અપંગે પુછ્યું—કેટલી કીંમતે ?

પેલા મનુષ્યે જવાબ આપ્યો—અગીઆરસોને પચાસ રૂપીયે.

આટલું કહી તેણે પેલા અપંગના ગજવામાં એક પૈસો નાંખ્યો

અપંગે ફરમાવ્યું—વારૂ. કુરસિંહને ખબર આપ. પછી આપણા મકાનમાં જા, હું થોડી વારમાં ત્યાં આવું છું. પેલો ઉંચો મનુષ્ય ત્યાંથી ચાલવા લાગ્યો અને માણસોની ભીડમાં અદૃશ્ય થયો. અપંગ ત્યાંથી

ખસ્યો નહિં પણ, તેણે પોતાની નજર લીલાંકિવાળા મકાન તરફ ફેરવી. તરતજ એક સુંદર મોટર તે મકાનના પગથીયા આગળ આવી ઉભી રહી. એક અતિ સુંદર પોશાકમાં સજ્જ થયેલી બાળાએ મોટરમાંથી ડોકું બહાર કાઢ્યું, અને મકાનના પગથીયા ઉપર ઉભેલા કનૈયાલાલને હાથની નીશાની કરી. ઘણા દુઃખી ચહેરાએ પેલા અપંગે તે મોટર તરફ ધીરે ધીરે ચાલવા માંડયું, અને તેઓની વાતચીત સંભળાય એટલે દૂર ઉભો રહ્યો.

કનૈયાલાલને મોટર તરફ આવતો જોઇ બાળા બોલીઃ—

હું ધારૂં છું કે પગથીયા ઉપર તમો વિશેષ થોભ્યા નહિ હો? કનૈયાલાલે કે જેણે પેલું પુતળું ખરીદ્યું હતું તેણે જવાબ આપ્યોઃ નહિં. "હું હમણાજ ઓરડામાંથી બહાર આવ્યો. વળી પુતળું ખરીદવાથી હું ઘણો ખુશી થયો છું." પેલી બાળાએ ખુશીમાં આવી જઈ પૂછ્યું "કાકા, શું એ ખરી વાત છે?"

કનૈયાલાલે જવાબ આપ્યો—તેમાં બીલકુલ શક નથી. હવે તે આરંજ છે.

મોટરના ડ્રાઇવરે આ વખતે બારણું ઉઘાડયું એટલે કનૈયાલાલે પોતાની ભત્રીજી સાથે બેઠક લીધી. પેલો અપંગ ત્યાં ઉભો રહ્યો, અને ફરીથી સાંભળવા લાગ્યો.

બાળા બોલી—ત્યારે પ્યારેલાલ તો આ વાત સાંભળી, ગાંડોજ થઇ જશે!

તે બુઢ્ઢા કાકાએ ખુશીના આવેશમાં કહ્યું—અરે જ્યારે તે આ વાત જાણશે, ત્યારે તો આખા કોલંબોમાં કોઇ ગાંડો મનુષ્ય નહિ હશે, તેવો બની જશે. મોટર હવે ઝડપથી ચાલવા લાગી. જ્યારે તે અપંગ આગળથી ગઇ ત્યારે તે ભયંકર ચહેરો મલકયો. તેણે વિચાર્યું–જ્યારે

તમે જાણુશો કે પ્યારેલાલ કોલંબોને બદલે કલકત્તામાંજ છે, અને તમારી બધી હિલચાલ તપાસે છે, ત્યારે તમે અજાયબી પામ્યા સિવાય રહેવાના નથી.

આમ વિચાર કરી તે ફુટપાથપર ધીમે ધીમે ચાલવા લાગ્યો. અને મોટો રસ્તો વટાવી એક શાંત રસ્તા પર આવી લાગ્યો ત્યાં એક ગલીમાં વળી એક ચોકમાં આવી લાગ્યો. અહીં તે થોભ્યો. આમ તેમ નજર કરી કોઇ મનુષ્યને ન જોવાથી તે એકદમ એક મકાનના બારણા આગળ આવ્યો અને તેના ઉપર બે વખત અવાજ કર્યો. તરતજ બારણું ઉઘાડયું, અને તે અંદર દાખલ થયો. દાખલ થતાંજ ઉઘાડનાર મનુષ્યે બારણું પાછું બંધ કરી દીધું અને પછી અસાધારણ વાત બની. પેલા અપંગ આદમીના છુપાવી રાખેલા પગ એકદમ સીધા થઇ ગયા. જેથી પહેલાં કરતા તે વિશેષ લાંબો દેખાવા લાગ્યો બગલમાંની લાકડીઓ એકદમ જમીન પર પડી ગઇ. તે "અપંગ" ત્યાંથી બીજા ઓરડામાં ગયો અને ભારી અવાજે નોકરને કહ્યું "જેરાજ, મારી મોટર લાવ. જેમ બને તેમ જલ્દી કર."

જેરાજ બોલ્યો—હાજી, હમણાંજ લાવ્યો.

બીજા ઓરડાને છેડે એક નાની ઓરડી હતી જેમાં બીજા કપડા ગોઠવેલા હતા ત્યાં તે ગયો. એક ખુરશીપર તરતનાજ અસ્તરી કરેલા કપડા ઘડીવાળેલાં પડયાં હતા. સાથે કોલર અને ટાઇ પણ હતાં. જયારે તે "અપંગ" માણસ પોતાના ચીથરેહાલ કપડા સહીત દિવાલમાં જડેલા એક આયના આગળ આવ્યો ત્યારે થોભ્યો અને હસીને બોલ્યો—હવે ફરીથી હું એકવાર બહાદુરસિંહ બનું છું.

આમ કહી તેણે પોતાનો ફાટેલો કોટ બાજુએ નાંખ્યો એટલે બાંયની નીચે છુપાવેલા અતિ બળવાન હસ્ત દ્રષ્ટિગોચર થયા. પછી તેણે પેલો નવો પોશાક પહેરવા માંડયો.

તે બબડયો—અગીયારસોને પચાસ રૂપીયા ! ખચીત, આ લોક મુર્ખના સરદારજ છે. એક પંચ ધાતુના પુતળાની આટલી બધી કીંમત ? એવા મુર્ખ લોક પોતાની સઘળી મીલ્કત ગુમાવે એજ બહેતર છે ! એકાએક તેનો ભારી ચહેરો વિશેષ ભયાનક થયો.

તે બોલ્યો—આ વખતે હું બરાબર સંભાળ રાખીશ. એમાં બીલકુલ કચાશ રહેવી ન જોઇએ, પ્યારેલાલે તે પુતળું મારી પાસેથી ખરીદવા વચન આપ્યું છે. અને તે પણ તેના હરીફે ખરીદેલી કીંમત કરતાં રૂા૦ ૫૦૦) એ વધારે !

પ્યારેલાલ અને કનૈયાલાલ બેઉ જણા કોલંબોમાં અતિ પૈસાવાળા હતા. પેલા પ્રખ્યાત સેન્ડોના પુતળાના લીલાંઉની ખબર તેઓને પહોંચી હતી. અને કનૈયાલાલે જણાવ્યું હતું, કે ફાવે તે કીંમતે પણ તે કીંમતી પુતળું તેનુંજ થશે. પ્યારેલાલે આ વાત જાણી અને કનૈયાલાલ જરૂર તે લઇ જશે એમ ખાત્રી હોવાથી, યુક્તિઓ શોધી તેને હંફાવવા તેણે પ્રયત્ન કર્યો, પણ કનૈયાલાલ તેના કરતાં વિશેષ દ્રવ્યવાન હોવાથી તેનું કંઇ ચાલ્યું નહિં ત્યારે તે એક જબરા ઉઠાવગીરને મળ્યો. તેણે પ્યારેલાલને કહ્યું કે કલકત્તામાં એક ઘણોજ બળવાન ઉઠાઉગીર છે, જેનું નામ બહાદુરસિંહ છે તે તારૂં કામ કરશે. જો તેનાથી એ કામ નહીં બને તો દુનિયામાં બીજા કોઇથી તે બની શકે એમ નથીજ. આ ઉપરથી પ્યારેલાલ, કનૈયાલાલ જાણે નહિં તેમ, છુપી રીતે કલકત્તા આવ્યો અને ત્યાંના પ્રખ્યાત ઉઠાવગીર બહાદુરસિંહને કે જેના ત્રાસથી આખું કલકત્તા ત્રાસી રહ્યુ હતું તેને મળ્યો. તેઓની વચ્ચે નીચે પ્રમાણેની શરત થઇ હતી.

પ્યારેલાલે કહ્યું—એ પુતળું તું ફાવે તેમ કરી મને મારે ઉતારે પહોંચાડ, એટલે પછી તેની લીલાંઉમાં ઉપજેલી કીંમત તેમજ તારી

મહેનતના બીજા રૂા. ૫૦૦) તને આપીશ. ”

બહાદુરસિંહના મનમાં, કોલરની પીન ઘાલતાં, ઉપરની શરત ખડી થઇ.

તે બબડ્યો—પ્યારેલાલે બરાબર યુક્તિ રચી છે. કારણ કે જો તે જાતે લીલાંકિમાં ગયો હોત અને કદાચ પંદરસો રૂપીયા સુધી વધત તોપણ એનાથી વધીને કનૈયાલાલ તે લઇ ગયા શિવાય રહેત નહિં. આથી દેખીતી રીતે તેને ગેરફાયદો નથી તેમજ મારી યુક્તિ સફળ થશે તો મને પણ ફાયદોજ છે.

એવામાં મોટર આવ્યાની વરદી આવી. પોશાક બરાબર પહેર્યો પછી તરતજ તે બળવાન મનુષ્ય બારણામાં થઈ ગલીમાં નીકળી પડ્યો અને મોટરમાં બેસી ગયો. તરતજ એક ગલી વટાવી મોટર પુર જોશમાં વસ્તીવાળા ભાગમાં થઇને ચાલી. થોડી વાર પછી તે એક ભવ્ય મકાન આગળ થોભી. બહાદુરસિંહ મોટરમાંથી ઉતરીને તે મકાનમાં દાખલ થયો. એક નોકરે સલામ કરી, અને બીજા શણગારેલા ઓરડામાં તેને લઇ ગયો.

---

# પ્રકરણ ૨ જું.

## શયતાનનો આથી

તે પેલા ઓરડામાં ગયો એટલે નોકરે જણાવ્યું.

જાલસીંગ આપના ઓરડામાં આપની રાહ જુએ છે.

"ઠીક" બહાદુરસિંહે ટુંકાણમાં જવાબ આપ્યો. આટલું કહી તે પોતાના ઓરડામાં ગયો કે જ્યાં ગયા પ્રકરણમાં જણાવેલો ઉંચો આદમી બેઠો હતો.

બહાદુરસિંહે બારણું બંધ કરતાં સવાલ કર્યો–તું કુરસિંહને મળ્યો કે ?

જવાબમાં તેના સાથીએ ડોકું ધુણાવ્યું.

પછી બોલ્યો—હા, તે તૈયારજ છે. જ્યાં સુધી તમો ઇમ્પીરીયલ હોટલમાં જશો અથવા કંઇક સંદેશો મોકલશો, ત્યાં સુધી તે ત્યાંજ આપની રાહ જોશે.

વાંચકોને જણાવવું જોઇએ કે આજ હોટલમાં કનૈયાલાલે અને તેની ભત્રીજીએ ઉંતારો લીધો હતો.

" ઠીક છે " કહી બહાદુરસિંહે પાસેના કબાટમાંથી સીગારેટ કાઢી. " કનૈયાલાલને હજી એક દિવસ પછી તે પુતળું મળશે. એટલીવારમાં આપણે તેને માટે તૈયારી કરી રાખીશું."

જાલસીંગે તેના ઉગ્ર ચહેરાપર કંઇક શંકાની નજરથી જોયું પછી તે બોલ્યો—તે મેળવશો એવી તમને પુરી ખાત્રી છે ?

આ સાંભળી બહાદુરસિંહનો ભવ્ય ચહેરો હસમુંખો દેખાયો.

તેણે ધીમેથી કહ્યું—હા, મને તેની પાકી ખાત્રી છે કારણ કે

એ યુક્તિ બરબાદ જાય એવો એક પણ માર્ગ મેં મોકળો રાખ્યો નથી. છેલ્લાં ચાર અઠવાડીયા થયાં એ યુક્તિ કેવી રીતે અમલમાં લાવવી તેનોજ મેં વિચાર નિરંતર કર્યો છે.

તે પાસે પડેલી ખુરશી પર બેઠો, પછી બોલ્યો—તેં તારૂં કામ કર્યું છે. કુંરસિંહે તેનો પાઠ ભજવ્યો છે, અને એક ત્રીજો માણુસ કે જેને તમો બેઉ ઓળખતા નથી, તે પણ કામમાં ગુંથાયેલો છે. એ ત્રીજા માણુસને અત્યારે મળવાની હું આશા રાખું છું.

તેણે સીગારેટ પર વળેલી રાખ જમીનપર નાંખી.

તે પાછો બોલ્યો—તમે બેઉ જણાએ બરાબર પાઠ ભજવ્યા છે, પણ ત્રીજાને શું કામ કરવાનું છે, તે તમો જાણતા નથી. એ ફક્ત મારાજ જાણવામાં છે, અને તેથીજ હું ફત્તેહમંદ થઇશ એમ ખાત્રી આપું છું.

જાલસિંગ ખુરશીપર અઢેલીને બેઠો, તેનો ચહેરો આશ્ચર્યમાં ગરકાવ થયો.

તેણે પુછયું—હું જાણતો નહોતો કે આ કામમાં ત્રીજો માણુસ પણ છે?

બહાદુરસિંહની આંખો તેજસ્વી દેખાઈ. તે બોલ્યો—"વળી તે ત્રીજો માણુસ એમ નથી જાણતો કે આ કામમાં કાવત્રું છે. આટલે સુધી હું તને વાત કહું છું. બાકીની તે આદમી મને મળી ગયા પછી કહીશ."

બહાદુરસિંહે દિવાલમાં ફીટ કરેલી ઘંટડી વગાડી, એટલે એક નોકર હાજર થયો. તેણે તેને સોડા લાવવાને કહ્યું અને ઉમેર્યું કે કોઈ બહારનો માણુસ મળવા માંગે તો તેને ખબર આપે.

નોકરે જવાબ આપ્યો—વારૂ સાહેબ.

સોડા લઇ નોકર આવ્યો. ત્યાર પછી અર્ધોએક કલાક વીત્યો હશે એટલે નોકર પાછો આવ્યો.

તે બોલ્યો—આપને એક મનુષ્ય મળવા માંગે છે. બહાદુરસિંહ ખુરશી પરથી ઉઠયો અને જાલસીંગને તરતજ આવવાનું કહી નોકર સાથે ગયો. દસજ મીનીટમાં તે એક લાકડાની પેટી સાથે પાછો ફર્યો.

બહાદુરસિંહે ખુશ થતાં જાલસીંગને પુછ્યું—હું ધારૂં છું કે લીલાંઉ કરનારની નજીકમાંજ તું આજે ઉભો રહ્યો હશે ?

જાલસીંગે જવાબ આપ્યો—એકદમ તેની કોણી આગળજ.

તરતજ બહાદુરસિંહે પેલી પેટી ખોલી નાંખી, અને ઓરડામાં નાના ટેબલપર અંદરથી નીકળેલી વસ્તુ મુકી.

જાલસિંગ તરફ નજર કરી તેણે પૂછયું—આવી વસ્તુ તેં જોઈ છે ?

જાલસીંગ તે વસ્તુ જોઈ ખુરશીપરથી છલંગ મારી ઉભો થઈ ગયો.

તે ટેબલ આગળ ધસી આવી આશ્ચર્યમાં ગરકાવ થઈ બોલ્યો: આહ ! સેંડોનું પુતળું ! તમે તે કેવી રીતે મેળવ્યું ?

બહાદુરસિંહના મુખમાંથી ખુશીનો ઉદ્દગાર નીકળ્યો.

તે બોલ્યો—આ તે પુતળું નથી. જો કે તે બનાવટી છે તો પણ બરાબર નકલ કરવામાં આવી છે. એનાથી કનૈયાલાલ તેમજ પ્યારેલાલ છેતરાય તેમ નથી. પણ મારે તે લોકોને છેતરવા નથી. મારી યુક્તિ સરળ છે. આ બનાવટી પુતળું બનાવવાને મેં એક કારીગરને રૂપીયા સો આપ્યા છે, અને તેજ આ પુતળું મને આપી ગયો છે.”

જાલસીંગે ઉંડો શ્વાસ ખેંચ્યો.

તે બોલ્યો—“અરે પણ આ જોખમકારક કામ નથી ? તમે હમણાંજ કહ્યું કે તે ત્રીજો આદમી કાવત્રાં વિશે કંઈ જાણતો નથી

તો કદાચ તે કોઇને કહેશે કે—"બહાદુરસિંહ જાલસીંગનું બ્હીકણપણું જોઇ હસ્યો.

તે બોલ્યો—આ પુતળું બનાવનાર ઘણે દુર દેશથી અહીં આવ્યો છે તેને દેશ જવાને માટે રેલ્વે ભાડાના પૈસા મેળવવા તે રાતને દિવસ મજુરી કરે છે. આજે મેં આ કામના હિસ્સા પેટે તેને રેલ્વેની ટીકીટ અપાવી છે, કે જે આવતી કાલ સુધીજ ચાલે તેમ છે. તે તદ્દન અભણ છે જેથી આ પુતળું શું કામમાં આવનાર છે, તે તે જાણી શકવાનો નથી.

જાલસિંગે ફરી ખુરશીમાં બેઠક લીધી. બહાદુરસિંહની વખાણવા લાયક યુક્તિથી તેનો ચહેરો પ્રફુલ્લીત થયો.

તે બોલ્યો—તમે કોઇ પણ ચીજ બાકી રાખો તેમ નથી. પણ આ પુતળાંને ખરા પુતળાંની બરાબર બનાવવાને તમે કયા ઉપાય કર્યા હતા ?

જવાબ આપવાને બદલે બહાદુરસિંહે નજીકમાં પડેલા એક કેટ-લોગને ઉંચક્યું. તેણે તેના પાના ફેરવ્યા, અને અમુક જગાએ થોભ્યો. તે બતાવી તે બોલ્યો—

"એ કારીગરે આ છબી ઉપરથી તે પુતળું બનાવ્યું છે. તેના આગળના અને પાછળના દેખાવ ઉપરથી, તેને વધારે મહેનત પડી નથી. વળી વધારામાં મેં તેને લંબાઇ અને પહોળાઇનું માપ આપ્યું હતું. આ કેટલોગ મેં સફાઇથી લીલાંઉવાળા પાસેથી માંગી લીધું હતું. હવે ફક્ત છેલ્લું પગથીયું બાકી છે અને જો તે બરાબર પાર પડે તો યુક્તિ બર આવે.

જાલસિંગે પૂછ્યું—છેલ્લા પગથીયાનું કામ કોણ કરનાર છે ?

બહાદુરસિંહનો ચહેરો ઉગ્ર થયો. તે બોલ્યો—તે કામ હું જાતેજ કરીશ, કારણકે એક વખત એવું કામ કરવાનું મેં મારા એક મળતીયાને

સોંપ્યું હતું, કે જેની ગફલતીને લીધે હું એક માણસના પંજામાંથી મહા મુશીબતે છુટવા પામ્યો હતો.

જાલસિંગે અજાયબ થતાં પુછ્યું—એક માણસ ! કયા માણસના પંજામાંથી?

ઘણોજ ઘાતકી આવેશ બહાદુરસિંહના મુખપર છવાઇ રહ્યો. તે રૂમની બીજી બાજુ ગયો અને દિવાલપર ભેરવેલો એક તખ્તો બતાવતો બોલ્યો—આ છબી મેં ખરીદી છે.

અને એ માણસ પોતાના કામને માટે મશહુર છે. મને એક વખત એ માણસે હંફાવ્યો હતો તેની યાદગીરીને માટે મેં એ છબી મારા ઓરડામાં રાખી છે.

જાલસિંગ ઉઠયો અને તે તખ્તા આગળ આવ્યો. તે કોની છબી છે તે બરાબર ઓળખવા ધ્યાનથી જોવા લાગ્યો. એકા એક તેના મુખમાંથી નિરાશા સુચક શબ્દ નીકળી પડયો અને એકદમ પાછળ હઠયો.

તે બોલ્યો—દેવેન્દ્ર !

બહાદુરસિંહની આંખો આગના શોલા માફક ચમકી રહી હતી. તેણે જવાબ આપ્યો—હા, દેવન્દ્ર, એજ તે મનુષ્ય કે જેણે એક વખત મારી યોજના ધુળમાં મેળવી હતી.

જાલસીંગ બહાદુરસિંહનો હાથ પકડી બોલ્યો—એ માણસની સામે બાથ ભીડવામાં માલ નથી. મને ખાત્રી છે કે તમો તેમ કરશો નહિં. તેણે આપણા જેવા ઘણાને ફાંસીને લાકડે લટકાવી દીધા છે

બહાદુરસિંહ તેનો હાથ તરછોડી ગર્જના કરતો બોલ્યો—હું એવો મુર્ખ નથી કે એની સામે બાથ ભીડવા જાઉં. પણ જો કદાચ એ પાછો મારી આડે આવશે તો મેં સોગન ખાધા છે, કે અમારા બેમાંથી એકનું ખુન થયા વિના રહેશે નહિં. અને મને ખાત્રી છે કે બહાદુ-

સીંહ અને દેવેન્દ્ર પાછા મળ્યા વિના રહેનાર નથી.

બહાદુરસિંહ વધારે ઉંડા અવાજથી બોલ્યો–કલકત્તા અમને બેને રાખી શકે એટલું મોટું નથી. હમણાં અથવા થોડો વખત પછી અમે એકઠા થઇશુંજ, અને તે વખતે જે બળવાન હશે તે જીતશે.

તે જાણતો નહોતો કે એ મળવાનો વખત કેટલો જલદીથી આવનાર હતો. કારણ કે જે કાવત્રું તે રચવાનો હતો તે કાવત્રું ઘણુંજ થોડા વખતમાં બેઉને એકઠાં કરવાનું હતું અને ચાલાકીની લડાઈ ફરી એક વખત શરૂ થવાની હતી.

——(૦)——

# પ્રકરણ ૩ જું.

## ખૂની હુમલો.

"તમો આનંદી દેખાવ છો નહિ વારૂ ?" નિર્મળાએ પોતાના કાકાના ખુશ થયેલા ચહેરા સામું જોઇ કહ્યું.

કનૈયાલાલે આ વખતે પેલા પુતળાંને બંડલમાંથી છોડીને ટેબલ-પર મુકયું હતું, અને પોતાની પાછળ બેઉ હાથ રાખીને તેની કારીગીરી સામે જોતો હતો.

તે બોલ્યો—ખરેખર તેમજ છે. વળી એથી વધારે તો એમ છે કે તે પુતળું પ્યારેલાલના હાથમાં નહિં જવા દેતાં મેં ખરીદ્યું છે. તે બીચારો તો જયારે એ વાત જાણશે ત્યારે દીવાનોજ બની જશે.

બાળા આ જવાબથી મોટેથી હસી. પછી બારી નજીક જઈ બોલી—ત્યારે કાકા, હંમેશ મુજબ આપણે બહાર ફરવા જવું નથી? હા, પણ કદાચ આ ધાતુનું પુતળું તમને તેમ કરવા મના કરતું હશે!

કનૈયાલાલે તે નિર્દોષ બાળાની સામે હસીને કહ્યું—તું શું બોલી? ધાતુનું પુતળું? કેવું અપમાન!

કનૈયાલાલે જે ઓરડા પોતાના કબજામાં રાખ્યા હતા તે ઇમ્પીરીયલ હોટલમાં સર્વથી શ્રેષ્ઠ હતા. તેના કબજામાં ત્રણ ઓરડા હતા. એક બેસવા ઉઠવાનો, એક સુવાનો, અને એક જમવાનો. આ દરેકને એકેક સાથે સંબંધ હતો તેમજ બહાર ચાલીમાંથી પણ દાખલ થવાય તેમ ત્રણ બારણા રાખવામાં આવ્યા હતા. નિર્મળાએ પોતાને માટે બીજા માળ ઉપર એક બીજો ઓરડો રાખ્યો હતો, પરંતુ ઘણું ખરું તે પોતાના કાકા સાથેજ રહેતી હતી.

"આપણે ક્યાં જઇશું, નિર્મળા?" કનૈયાલાલે ત્રીજોરી દેતાં પૂછ્યું. બહાર જવાનો તેનો વિચાર નહોતો જે નિર્મળા જાણી ગઈ અને પછી હસીને બોલી.

નિર્મળા—આપણે અહીંથી ઉતરીયે, પછી બહાર જઇને ક્યાં જવું તેનો વિચાર કરીશું.

કનૈયાલાલે ઓરડાનું બારણું બંધ કીધું પછી તેઓ બેઉ જણા મોટા દાદર ઉતરીને નીચે ગયા. જેવા તેઓ નીચેનો મોટો ઓરડો પસાર કરી ગયા, કે તરતજ એક માણસ જે ત્યાંના ટેબલ આગળ બેસી બીડી પીતો હતો, તે બગાસું ખાતો બારણા તરફ ગયો. કનૈયાલાલ અને નિર્મળા જયારે ફુટપાથ પર ચાલવા લાગ્યા, ત્યારે તે માણસે પોતાની નજર તેઓના તરફ દોડાવી.

"હંમેશ મુજબ ફરવા જાય છે." તે બબડયો. "હવે સરદાર આવી પહોંચે તો ઠીક કેમકે આ વખત ઘણો ઉત્તમ છે."

ઉપર જણાવેલા મનુષ્યનું નામ ક્રુરસિંહ હતું. બહાદુરસિંહે તેને કાકા ભત્રીજી ઉપર આંખ રાખવા ફરમાવ્યું હતું. તેણે જાણ્યું હતું

કે પેલું કીંમતી પુતળું કનૈયાલાલના હાથમાં આવી ગયું છે, જેથી તે વાત તેણે બહાદુરસીંહને અગાઉથીજ જણાવી હતી. જ્યારે 'કાકા ભત્રીજી દેખાતા બંધ થયા, કે તરત તે ઉપર ટેલીફોન કલાર્ક પાસે ગયો તેની પરવાનગી લઈ, પાસેની ટેલીફોન કેબીનમાં દાખલ થયો અને અમુક નંબર માંગ્યો. એક પળમાંજ તે યંત્રથી બહાદુરસિંહનો ગંભીર અવાજ કુરસિંહના કાનપર અથડાયો અને તેણે નીચે મુજબ વાત ચીત કરી

તે બોલ્યો—તેઓ બેઉ બહાર ગયા છે. જો તમે તૈયાર હો તો આ તક ઉમદા છે.

એક પળ વાર તે યંત્ર કાન આગળ રાખીને ઉભો એટલે બહાદુરસિંહે જવાબ આપ્યો–"હું અર્ધા કલાકમાંજ ત્યાં આવી પહોંચું છું. મારે એક બીજી વ્યકિતને રસ્તામાં મળવું છે પણ ત્યાં વધારે વખત થાય તેમ નથી."

"મારે માટે ત્યાં થોભજે અને બરાબર સંભાળ રાખજે કે તેઓ પાછા આવી રહે નહીં."

કુરસિંહે હુકમ સાંભળ્યો. યંત્ર તેની જગા પર ગોઠવી પાછો પોતાની અસલ જગાએ જઇને બેઠો, કે જ્યાંથી દાખલ થવાનો મોટો દરવાજો તેમજ દાદર તેની નજરે પડતા હતા. કનૈયાલાલ અને નિર્મળા થોડે સુધી ગયા અને જેવા તેઓ આગળ જવાની તૈયારી કરતા હતા, એટલે કનૈયાલાલ બોલી ઉઠ્યો–પેલું પુતળું મને તારી સાથે આવવા દે તેમ નથી.

નિર્મળા આથી નિરાશ થઇ બોલી—તમે આમ કેમ કરો છો? હું જાણતીજ હતી કે તમો પાછા ગયા વિના રહેશો નહિં. પણ હવે હું પાછી આવીશ નહિં.

કનૈયાલાલે જવાબ આપ્યો—ખરેખર હું દીલગીર છું પણ તું જાણુતી નથી કે ચાલીમાં પડતું એક બારણું બંધ કરવાનું હું ભુલી ગયો છું. હવે કદાચ કોઈ ચોર આવે અને તે કીંમતી ચીજ લઈ જાય, તે તને ગમે છે ?

નિર્મળાને આથી સંતોષ વળ્યો નહિં છતાં હસીને બોલી–કાકા ત્યારે તમે ખુશીથી જાવ. હું આટલામાં ફરીને તરતજ પાછી આવું છું.

કનૈયાલાલે પુછ્યું—શું તું એકલી જવા માંગે છે? આટલી મોડી રાત્રે કોઈ હેરાન કરશે તો ?

નિર્મળાએ જવાબ આપ્યો—નહિં. હજી સાડાનવ થયા છે. એટલામાં કોઈ હેરાન કરે તેમ નથી. વળી કલકત્તાના પોલીસનો શું ઓછો ત્રાસ છે ?

કનૈયાલાલને આથી સંતોષ થયો અને પાછો હોટલ તરફ વળ્યો. નિર્મળા નજીકના પબલીક બાગ તરફ જવા લાગી. કનૈયાલાલ ઉતાવળે પગલે હોટલ આગળ આવી પહોંચ્યો. હજી વખત ઘણો ગયો નહોતો એટલે રસોડાની ઓરડીમાં અજવાળું હતું. ત્યાં થઇને એક ખાનગી દાદર ઉપરથી પણ માળપર જવાતું હતું. મોટા દાદરે જવા કરતાં અહિંથી સુગમ પડશે, એમ ધારી કનૈયાલાલ તે દાદરેથી કોઇને પણ જણાચા વિના ઉપર ગયો. ત્યાં આવી તેણે બધા બારણા તપાસી જોયાં પણ સર્વે બરાબર બંધ હતાં.

તેણે બારણું ઉઘાડતાં કહ્યું—બારણું બંધ છે એમ મારે નિર્મળાને કહેવું નહોતું. કારણકે આવી કીંમતી ચીજ ત્રીજોરીમાં મુકી હું શહેરમાં ફર્યા કરૂં તે વ્યાજબી નથી. હું ફરીથી તે એકવાર તપાસીસ આટલું કહી ચાલીમાં પડતા બધા બારણા બરાબર વાસ્યા અને મોટા ઓરડામાં જઇ લાઇટ સળગાવી. પછી ત્રીજોરી ઉઘાડી ફરીથી પેલું

પુતળું કાઢી, તેણે લાઇટના પુર અજવાળામાં ટેબલ પર મૂકયું. તેને જોઈ તે ઘણો ખુશ થવા લાગ્યો.

પ્રિય વાંચક ! જે કારણથી કુરસિંહ ત્યાં નજર રાખીને બેઠો હતો. તે તો આગળજ આવ્યું. તે જાણતો હતો કે કનૈયાલાલ તેમજ તેની ભત્રીજી મોટા દાદર પરથીજ જશે, પરંતુ દૈવયોગે તે પેલા ખાનગી દાદર ઉપરથી ગયો હતો. કનૈયાલાલ તે અજબ નમુના તરફ જોઇને બબડયો–કેવી મનોહર વસ્તુ ! દુનિયામાં સૌથી ઉત્તમ !

આવા વિચારમાં કેટલો વખત પસાર થયો હતો, તે કનૈયાલાલે જાણ્યું નહિં. અલૌકીક ચીજોનો તેને ઘણો શોખ હતો, અને તે નિહાળવામાં, તે કલાકના કલાક પણ ગુમાવે તેવો હતો.

આ દરમિયાન નિર્મળા બાગના મોટા દરવાજા આગળ આવી પહોંચી, અને ગલીના એક છેડા પર ઉભી રહી. જેવી તે ગલી પસાર કરવાનો વિચાર કરતી હતી, એટલામાં સામે એક ગેસની બત્તી આગળ ઉભેલા એક મનુષ્યને તેણે જોયો. તે મનુષ્યનો એક હાથ તેની નજીકમાં ઉભેલી એક ઉમદા મોટરકારના બારણા પર હતો અને તે અંદરના મનુષ્ય સાથે ત્વરાથી વાત કરતો હતો.

" ઓહ, આ માણુસને મેં જોયો છે ! " નિર્મળાએ અજબ થતાં કહ્યું. તે ત્યાં ઉભી, અને ફરીથી તેના તરફ નજર નાંખી, આ વખતે પેલા ઉભેલા માણુસે મોટરમાંથી ડોકું બહાર કાઢી લીધું, જેથી લાઇટનું અજવાળું તેના ચહેરાપર પડયું એટલે નિર્મળાએ તેને ઓળખ્યો.

" પ્યારેલાલ ! " તેણે દમ લીધો. " અહિં કલકત્તામાં ! "

આમ છતાં તેનો કાકો એમજ જાણતો હતો કે તેનો હરીફ કાલબોમાંજ છે !

" જો કાકા મારી સાથે આવ્યા હોત તો સારૂં થાત " તે બબડી.

" આ વીગત તેમને જણાવવી જોઇએ."

તે હજી પેલા મનુષ્યને જોતી હતી, એટલામાં મોટરની અંદરના ભાગમાં ચળવળ થઇ. મોટરના બારણામાંથી તેણે એક મનુષ્યનું મસ્તક જોયું. લાઇટના અજવાળામાં નિર્મળા એ જોયું કે તે ચહેરો ઘણો ઉગ્ર અને ભયંકર લાગતો હતો. જ્યારે પ્યારેલાલ ત્યાંથી ખસ્યો અને મોટર ચાલવા લાગી, ત્યારેજ નિર્મળાએ ત્યાંથી નજર ફેરવી.

" કેવો ભયંકર ચહેરો !" ધડકતી છાતીએ તેણે ઉદ્ગાર કાઢ્યા. " એના જેવો બીહામણો ચહેરો મેં કદી જોયો નથી, ખરેખર રાક્ષસી મનુષ્ય !"

પ્યારેલાલ ત્યાંથી બાગના દરવાજા આગળ આવ્યો, ને અને આગળ ચાલવા લાગ્યો. એકાએક કંઇક લાગણી થવાથી નિર્મળા પોતાના કાકાના કટ્ટા દુસ્મનની પાછળ જવા લાગી. તેણે નક્કી કર્યું કે તે ક્યાં રહે છે તે મારે શોધી કાઢવું જોઇએ. કાકાએ પણ તેમજ કર્યું હોત, માટે હવે મારે તેની જગા લેવી જોઇએ.

આ વખતે લગભગ દસ વાગ્યા હશે. બાગની અંદર એક તળાવ હતુ. આડા અવળા રસ્તા વટાવી પ્યારેલાલ જતો હતો. તેની પાછળ પાછળ નિર્મળા પણ જતી હતી. બાગમાં એક જગાએ પુષ્કળ ઝાડી હતી. ત્યાં થઇ નિર્મળા આગળી જતી હતી. પ્યારેલાલ દેખાયો નહિં આથી તે જરા વાર ત્યાં થોભી. એકાએક ઝાડીમાંથી પ્યારેલાલ નીકળી આવ્યો અને નિર્મળા ઉપર તુટી પડયો. બિચારી અબળા આ ઓચીંતા હુમલાથી ભોંય ઉપર પડી ભયથી ચીચીયારી નીકળી પડી. પ્યારેલાલે તરત તેના મુખ ઉપર હાથ દાબ્યા, અને ચીસ પાડતા અટકાવી. તે બોલ્યો—રાંડ લુચ્ચી ! હવે તું તારા ઘરડા ઘુવડ પાસે જવા પામવાની નથી. તારી જીંદગીનો અંતજ લાવીશ.

પ્યારેલાલ દિવાના જેવો બની ગયો હતો. નિર્મળાને જ્યારે ભાન આવ્યું, ત્યારે છુટવાને તેણે ઘણાં ફાંફાં માર્યાં, પણ પ્યારેલાલે વાંદરાની માફક તેની જોડે બાથ ભીડી હતી. ધીમે ધીમે તે તેને ઘસડવા લાગ્યો. આથી પોતાના ઉપર શું વિપત્તિ આવશે, તે નિર્મળા સમજી ગઈ અને ભયથી કંપવા લાગી.

પ્યારેલાલ તેને તળાવમાં ડુબાડી દેવા માંગતો હતો ! તેનો હાથ હજી તેના મુખ પર હતો. ફરી એક વાર નિર્મળાએ સઘળું બળ અજમાવ્યું. પ્યારેલાલનો હાથ તેના મુખ પરથી એક પળને માટે આઘો ખસી ગયો. આ દરમિઆન નિર્મળાએ મદદને માટે બુમ પાડી. એ બુમ મોટી નહોતી અને પાછી નીકળી તેવીજ મુખમાં સમાઇ ગઈ. પ્યારેલાલે ગુસ્સાના આવેશમાં નિર્મળાના મુખ ઉપર મુઠી પ્રહાર કર્યો. બીચારી અબળા ! તરતજ તે શબવત્ થઇ ગઇ અને ભાન જતું રહ્યું. પ્યારેલાલે તેને બેઉ હાથમાં ઉંચકી અને લથડતા પગે તળાવ તરફ ચાલવા માંડયું. " કોણુ છે એ !"

એકાએક શાંતીમાંથી અવાજ આવ્યો અને એક ઉંચી વ્યકિત પ્યારેલાલ તરફ દોડતી આંવતી જણાઇ. પ્યારેલાલ આથી ગુંચવાયો. પોતાનો ભાર જમીનપર મુકયો, અને ગજવામાંથી એક લાંબી છરી કાઢી ઉંચી ઉગામી.

તે બોલ્યો—આઘો રહેજે નહિં તો આ છરીનો ભોગ થઇ પડશે. તે એવી રીતે છરી લઇને ઉભો હતો, કે બીજો કોઈ માણસ હોત તો જરૂર ત્યાં અટકી જાત, પણ તે જાણુતો નહોતો કે તે કેવા આદમી સાથે બાથ ભીડતો હતો. અસાધારણ ઝડપથી આવનાર મનુષ્ય યુક્તિથી તેના ઉપર કુદયો. પ્યારેલાલે છરીનો ઘા કર્યો, પણ તે થવાને બદલે તેના હાથમાંથી છરી છુટી ગઇ અને તેના કાંડામાં એવી તો લાત

વાગી કે દુઃખથી તેનાથી બુમ પડાઈ ગઇ. તેના ઉપર બીજો હુમલો આવવાની તૈયારી હતી તે પ્યારેલાલે જોયું. પોતાની સહીસલામતી નાશી જવામાંજ સમાયેલી છે, એમ ધારી તે જીવ લઇ નાઠો અને ઝાડીમાં અદૃશ્ય થયો.

## પ્રકરણ ૪ થું.

### અણધાર્યો બચાવ.

તે ઉંચો આદમી પ્યારેલાલની પાછળ પડયો પણ પ્યારેલાલ જાણે તે બાગનો રાત દિવસનો ભોમીઓ હોય, તેમ એકદમ આગળ વધતો હતો. એવામાં ઝાડની ઘટા આવી પહોંચવાથી તે અદ્રશ્ય થયો. પાછળ પડેલો માણસ ત્યાં આવી પહોંચ્યો, પણ પ્યારેલાલનો પત્તો નહિં લાગ્યો..

તે બોલ્યો—બદમાસ આખરે છટકી જવા પામ્યો છે. તે ત્યાંથી પાછો ફર્યો અને તળાવ તરફ ચાલવા લાગ્યો. આ વખતે નિર્મળા માથે હાથ દઇને બેઠી હતી. તેને શુધ્ધિ આવી હતી.

પેલા માણસે પુછ્યું—તમને ઘણી ઇજા થઇ છે? નહીં વારૂ? પેલા આદમીને નાશી જવા દેવામાં મેં ભુલ કરી છે. નિર્મળાએ ઉંચુ જોયું અને પછી દુઃખમાં આવી પડેલી અબળાઓની જેવી સ્થિતિ થાય છે તેમ તે એક સાથે હસવા અને રડવા લાગી, અને તુટક તુટક શબ્દો બોલવા લાગી. તેના મદદગારે તેને ઉભી કરી અને જ્યારે તે શાંત થઇ, ત્યારે તેના હાથ છોડયા.

તે બોલ્યો—હવે ઠીક લાગે છે. પરમેશ્વરનો ઉપકાર માનો કે હું વખતસર આવી પહોંચ્યો. જ્યારે મેં બુમ સાંભળી ત્યારે બાગના પેલા છેડા આગળથી હું જતો હતો.

નિર્મળા ફીક્કું હસીને બોલી—એ બુમ મોટી નહોતી તેમજ મોટી બુમ પાડી શકાય એવી સ્થિતીમાં હું નહોતી.

તેનો મદદગાર તેની કોમળ વાણીથી હસ્યો અને જાણ્યું કે તે કોઇ પરદેશી છે.

મદદગારે પુછ્યું—એ જંગલી મનુષ્ય કોણ હતો ? હું ધારૂં છું કે બાગમાં રખડતો મવાલી હશે! આવી મોડી રાતે તમે એકલા આવવાની હીંમત કરી એ તમે ભુલ કરી છે. હવે ફરીથી એમ કદાપિ કરશો નહિં.

નિર્મળાએ ઉત્તર આપ્યો—હા. હવે હું તેમ કરીશ નહિં પણ તમે જે બાગના મવાલીને ઠપકો આપ્યો, તે વ્યાજબી નથી.

મદદગારે આશ્ચર્યતાથી પુછ્યું—ત્યારે શું તમે તેને ઓળખો છો ? તરતજ નિર્મળાને તેની ભુલ જણાઇ આવી. તેણે તેમ કહેવું જોઇતું નહોતું.

તેણે જવાબ આપ્યો—હા, હું તેને ઓળખું છું.

પેલાએ આતુરતાથી પુછ્યું—અને તે કોણ છે તે તમે કહેવા માંગતા નથી. એ હું જાણી ગયો છું, પણ આપણે તે બાબતને માટે તકરાર કરવી નથી. હવે હું તમને બાગની બહાર સહી સલામત લઈ જવા માંગું છું. કદાચ તે બદમાશ ફરીથી આવે અને તમારા પર હુમલો કરે!

નિર્મળાએ ડોકું ધુણાવી જવાબ આપ્યો—તે હવે ફરીથી હુમલો કરવાની હિંમત કરશે નહિં, કારણ કે હું તેને માટે બીજીવાર તૈયાર થઇ રહીશ.

તેના નાજુક હાથમાં કંઈક ચમકવા લાગ્યું અને તેના મદદગારે જાણ્યું કે તે એક નાની પીસ્તોલ હતી.

"ઘણોજ સારો મદદગાર! "તેણે કહ્યું" છતાં પણ હું ઇચ્છું છું કે તમો ગાડીમાં બેસો ત્યાં સુધી તમારી સાથે આવું." નિર્મળાએ ઉત્તર આપ્યો—તો તો હું આપની ઘણીજ આભારી થઇશ. આપને મારે શું નામથી ઓળખવા?

મદદગારે શાંતીથી જવાબ આપ્યો—મારૂં નામ દેવેન્દ્ર છે.

નિર્મળા નામ સાંભળી ચોંકી. પછી પોતાનો નાજુક હાથ દેવેન્દ્રના હાથ પર મૂકી પૂછવા લાગી.—શું દેવેન્દ્ર!

કલકત્તાના મહાન ડિટેકટીવ! દેવેન્દ્ર!

દેવેન્દ્રે જવાબ વાળ્યો—તમે જે શબ્દોમાં માન આપો છો તે માનને હું પાત્ર નથી. પણ હુંજ ડીટેકટીવ દેવન્દ્ર.

"અને મારૂં નામ નિર્મળા" તેણે જણાવ્યું અને પાછું પુછ્યું—તમે મને ઓળખતા નથી પણ તેનો વાંધો નહિં. મારા એક મિત્રે મને તમારૂં નામ જણાવી કહ્યું છે, કે જ્યારે હું મારા કાકા સાથે કલકત્તામાં હોઉં, અને કંઇ મુશ્કેલી આવી પડે તો મારે તમારી પાસે આવવું.

દેવેન્દ્રે પૂછ્યું—ત્યારે તમો કંઇ વિપત્તિમાં આવ્યા છો? નિર્મળાએ ઝાડી તરફ આંગળી બતાવી જવાબ આપ્યો—

હા જે માણસે મને તળાવમાં ડુબાવવા પ્રયત્ન કર્યો હતો તે ઘણા માઇલ દુર હોવો જોઇએ એમ અમારી જાણમાં હતું, પણ હવે વધારે હું કહી શકું તેમ નથી. તમારે બારોબાર મારી સાથે ઇમ્પીરીયલ હોટલમાં આવવું પડશે, જ્યાં હું મારા કાકાની ઓળખાણ કરાવી આપીશ.

દેવેન્દ્રે જરા આનાકાની કરી એટલે નિર્મળા તેનો હાથ પકડી બોલી—તમે મને સહીસલામત પહોંચાડવા વચન આપ્યું છે.

દેવેન્દ્રે કહ્યું—ઠીક. હું મારૂં વચન પાળીશ. તમારા કાકાનું નામ શું?

નિર્મળાએ જવાબ આપ્યો—કનૈયાલાલ.

દેવેન્દ્ર વિચારમાં પડ્યો એટલે તરતજ તેની યાદદાસ્તી તાજી થઇ.

તેણે પૂછ્યું—કનૈયાલાલ ! શું પેલું કીંમતી સેન્ડોનું પુતળું ખરીદનાર તો નહિ ?

નિર્મળા હસી પડી. જાણે તે પોતા ઉપરની સઘળી આફત ભૂલી ગઈ હોય તેમ તેણે જવાબ આપ્યો—હા. તેજ મારા કાકા. અને આજે જે મારાપર હુમલો કરવામાં આવ્યો હતો, તેને અને પેલા પુતળાને કંઇક સંબંધ છે !

દેવેન્દ્રે પુછ્યું—તે કેવી રીતે ?

નિર્મળાએ જવાબ આપ્યો—હજી પણ હું તે કહી શકું તેમ નથી. મારા કાકા તેનો નિર્ણય લાવશે.

આ પ્રમાણે તેઓ વાતચીત કરતા બાગના દરવાજા આગળ આવી પહોંચ્યા. દરવાજા આગળથી એક ખાલી ગાડી જતી હતી, તે દેવેન્દ્રે ઉભી રખાવી, અને અંદર બેઠા પછી ઇમ્પીરીયલ હોટલનું ઠેકાણું આપ્યું.

દેવેન્દ્રે પુછ્યું—તમારા કાકા નવીન ચીજોના ઘણા શોખીન જણાય છે.

નિર્મળાએ જવાબ આપ્યો—તેને એવી ચીજોપર ઘણો શોખ છે. એ પુતળાને માટેજ તે મારી સાથેથી પાછા ફર્યા છે, કારણ કે તેને તે ફરીથી જોવું હતું.

દેવેન્દ્રે કહ્યું—કલકત્તામાં બાઈ માણસે એકલા જવું ઉચિત નથી અને હું સમજી શકતો નથી કે, શા કારણથી તમે બાગના આવા અંધારાવાળા ભાગમાં ગયા હતા ?

નિર્મળા બોલી—હું પેલા માણસની પાછળ પડી હતી.

આ સાંભળી દેવેન્દ્રને હસવું આવ્યું અને આ બાબતમાં કંઈ ગુપ્ત રહસ્ય હોય એમ તેને લાગ્યું.

તે બોલ્યો—જો તમારા કાકા એ સઘળી બીનાથી મને વાકેફ કરશે તો હું ઘણો ખુશી થઈશ.

હોટલમાં આજ વખતે શું કાવત્રું ચાલી રહ્યું હતું તેનો સ્વપ્ને ગણ ખ્યાલ હોઇ શકે નહિ એવી તે નિર્દોષ નિર્મળાએ જવાબ આપ્યો..

હા, જરૂર તે કહેશે. તે એવા તો બેદરકાર છે કે પેલા કીંમતી પુતળાને કોઇ સહી સલામત જગાએ મુકતા નથી.

દેવેન્દ્રે અનુમતિ દર્શાવી—હા તમારૂં કહેવું વ્યાજબી છે.

એવી કીંમતી ચીજોને હોટલમાં રાખવી યોગ્ય નથી.

નિર્મળાએ પૂછ્યું—તમો આજે તેને સમજાવજો કે કોઇ સારી જગ્યાએ તે પુતળું મુકી આવે.

દેવેન્દ્રે જવાબ આપ્યો—હું જરૂર તેને સમજાવીશ.

આ વખતે સાડા દસ થયા હતા. એક કલાકમાં શું બન્યું હતું તે થોડીજ પળમાં તેના જાણવામાં આવવાનું હતું. કારણ કે તેણે મોટરમાં જે બીહામણો ચહેરો જોયો હતો તે અઠંગ ઉઠાઉગીર બહાદુરસીંહનોજ હતો, અને તે વખતે તે ઇમ્પીરીયલ હોટલ તરફજ જતો હતો.

પરંતુ જે બનાવ ત્યાં બન્યો હતો, તે આપણે બીજા પ્રકરણમાં જાણીશું.

---

# પ્રકરણ ૫ મું.

## શયતાનના સપાટામાં.

પ્રિય વાંચક! હવે આપણે હોટલમાં શું બનાવ બને છે તે તરફ નજર કરીશું. હોટલમાં કનૈયાલાલે પહેલા માળઉપર ઓરડા રાખ્યા હતા તે ચાલમાં પુર અજવાળું હતું. ચાલમાં નીચે જાડી સેતરંજી પાથરવામાં આવી હતી જેથી પગલાનો અવાજ થતો નહોતો. આ વખતે લગભગ દસ વાગ્યા હતા. એવામાં નીચેથી બે વ્યક્તિઓ ઉપર આવી અને આસપાસ નજર કરી. આવનાર મનુષ્યો આપણી વાર્ત્તાના નાયક બહાદુરસિંહ અને તેનો મળતીઓ ક્રુરસિંહ હતો.

ક્રુરસિંહ બોલ્યો—આ ચાલના છેક ખુણાપર તેના ઓરડા આવ્યા છે. બેસવા ઉઠવાના ઓરડાનો નંબર ૧૨ છે અને સુવાના ઓરડાનો નંબર ૧૩ છે.

બહાદુરસિંહે પુછ્યું—નિર્મળા ક્યાં સુએ છે?

ક્રુરસિંહે જવાબ આપ્યો—બીજે માળે.

બહાદુરસિંહે એક નાનું બંડલ જમણા હાથમાંથી ડાબા હાથમાં લીધું અને ક્રુરસિંહ તરફ ફર્યો. તેની આંખો જંગલી જાનવરના જેવી ચળકતી હતી.

તેણે પૂછ્યું—તને ખાત્રી છે કે કનૈયાલાલ અને તેની ભત્રીજી બહાર ગયા છે?

આ સવાલથી ક્રુરસિંહે તેની સામે જોયું અને બોલ્યો—જ્યારે તેઓ બહાર ગયા, ત્યારે હું નીચે મોટા ઓરડામાં ઉભો હતો અને તમે આવ્યા ત્યાં સુધી તેઓ પાછા ફર્યા નથી.

બહાદુરસિંહને તેના બોલવાપર ભરોસો આવ્યો, અને આ પ્રથમ પગથીયું ચુકયો, એ વાંચકની ધ્યાન બહાર નહિંજ હોય. કનૈયાલાલ તેની ભત્રીજી સાથે કેવી રીતે જુદો પડયો, અને ખાનગી દાદરેથી પોતાની ઓરડીમાં પાછો આવ્યો, તે ક્રુરસિંહની જાણુ બહાર હતું.

બહાદુરસિંહે ઉંડો શ્વાસ ખેંચ્યો પછી બોલ્યો—ઠીક છે. હવે તું નીચે જા અને આજે રાતે મારી રાહ જોતો નહિં.

એવામાં તેને કંઇક યાદ આવ્યું હોય તેમ ક્રુરસિંહને થોભાવી બોલ્યો—મારા ધારવા પ્રમાણે તેં જે ઓરડો રાખ્યો છે તે ખાલી કરીનેજ ચાલ્યો જશે તો સારૂં છે. તારી બૅગ તૈયાર છે કે નહિં ?

ક્રુરસિંહે જવાબ વાળ્યો—હા. તે તૈયાર છે, અને તેમાં કેટલી ચોરેલી ચીજો પણ છે.

તે ત્યાંથી ફર્યો અને દાદર ઉતરવા લાગ્યો. એવામાં ઉભા રહી તેણે પૂછ્યું—હવે હું તમને કયારે મળું ?

બહાદુરસિંહે કહ્યું—મારા રહેઠાણમાં જા, અને ત્યાં મારી રાહ જોજે. યુક્તિ બર આવશે તો આજે રાત્રેજ મળીશ. દાદરેથી ઉતરતાં ક્રુરસિંહને બહાદુરસિંહની ગુલામીનો વિચાર આવ્યો અને તેના કહ્યા પ્રમાણે ન કરવું એવો ખ્યાલ થયો, પણ તરતજ તે ખ્યાલ મનમાંજ સમાઇ ગયો. તેની આંખ આગળ બહાદુરસિંહની પ્રચંડ ભયાનક મુર્ત્તિ ઉભી રહેલી જોવામાં આવી અને જાણે તેને હુકમ ફરમાવતી હોય તેમ તેના સામું ક્રોધી દ્રષ્ટીથી જોવા લાગી. તેણે પોતાનો વિચાર માંડી વાળ્યો અને તેના ફરમાવ્યા મુજબ હોટલનું બીલ ચુકવવા મેનેજર પાસે ગયો અને બીલ ચુકવીને પોતાને રસ્તે પડયો.

હવે આપણે બહાદુરસિંહના તરફ નજર ફેરવીશું. જેવો ક્રુરસિંહ નીચે ગયો કે તેણે કનૈયાલાલની રૂમ તરફ બીલાડીની માફક જરા

પણ અવાજ કર્યા શિવાય ચાલવા માંડયું, અને નંબર ૧૨ આગળ થેભ્યો. વિચાર કરી તે બબડયો—બેસવાના ઓરડા કરતા સુવાના ઓરડાનું તાળું અજમાવું કારણકે બેસવાના ઓરડામાં કદાચ કોઇ મનુષ્ય આવી પહોંચે.

આગળથી વિચાર કરવાનો ગુણ બહાદુરસિંહમાં પ્રથમથીજ હતો. અને એ ગુણથી તે ઘણી વખત બચવા પામ્યો હતો. આથી તે નંબર ૧૩ ની રૂમ આગળ આવ્યો અને ચાલીમાં લાંબે સુધી નજર કરી. ત્યાં તેના સિવાય કોઈ ન હતું. તે ઘુંટણીએ પડયો અને તાળાના કાણામાંથી રૂમમાં જોયું. સર્વત્ર અંધારૂં હોવાથી તે સંતોષ પામ્યો,

તે બબડયો—કનૈયાલાલ મુર્ખનો સરદારજ હોવો જોઇએ. કારણ કે આવી કીંમતી ચીજ હોટલમાં મુકીને જવું તે નાદાની ભરેલુંજ ગણાય, અથવા તો તેની પાસે ત્રીજોરી હોવી જોઇએ કે જેનો તેને સંપુર્ણ વિશ્વાસ હશે. પણ હજી મારી ધ્યાનમાં એવી એક પણ ત્રીજોરી આવી નથી, કે જે હું ઉઘાડી શકયો નહિં હોઉં.

આમ કહી તેણે ખીસામાંથી ચાવીનો એક ઝુમખો કાઢયો અને એક પછી એક ધીમે રહી તાળામાં અજમાવવા લાગ્યો. આ કામમાં તેને બે વખત ખલેલ પહોંચી, પણ તેના અજબ શકતીવાળા કાને તેને બેઉ વખત બચાવ્યો. તે તરતજ ઉભો થયો અને દિવાલની આડમાં કે જ્યાં અંધારૂં હતું ત્યાં ભરાઈ ગયો. તેણે જોયું તો બે મનુષ્ય હતો. ઉપર આવતા જણાયા. જેમાંનો એક તો તેના તરફજ આવતો એક પળને માટે તો તે દુષ્ટ બદમાસ પણ ગભરાયો, અને પોતે પકડાઈ જશે. એવી ધાસ્તી લાગવા માંડી. પણ ઘણી વખત નશીબ લુચ્ચાઓને યારી આપે છે તેમ બન્યું. તે મનુષ્ય વચ્ચમાંજ એક બીજા રૂમમાં ગયો અને થોડીવારમાં હાથમાં બેગ લઇ દાદરપરથી નીચે ઉતર્યો,

બહાદુરસિંહને હવે શાંતિ વળી.

તે મનમાં કહેવા લાગ્યો—મારા મિત્ર! તમે મારે માટે અમ-સના સાક્ષી થઇ શકશો કેમકે જ્યારે તમે ઉપર આવ્યા, ત્યારે તમે કોઈ બીજા મનુષ્યને જોઇ શકયા નથી, અને તેથી રૂમમાંથી ચોરી શી રીતે થઇ, તે કોઇપણ જાણી શકશે નહિં.

આખરે તાળાને એક કુંચી લાગી. બારણું ઉઘાડી તે અંદર દાખલ થયો અને પાછું અંદરથી બંધ કર્યું. બેચાર પળ બારણાને અઢેલીને તે ઊભો રહ્યો અને પછી એકાએક ચમકયો. તેની જમણી બાજુની દીવાલમાં એક બારણું હતું, અને જરા ઉઘાડું હોવાથી બીજી રૂમના દીવાનું અજવાળું આ અંધારી રૂમમાં આવતું હતું, ખરી બીના શું છે તે વીજળીની ત્વરાથી તે જાણી શકયો, ક્રુરસિંહે ભુલ કરી હતી. ઓરડો ખાલી નહોતો. પોતાના મળતીયાની બેદરકારીથી તે ઘણોજ ગુસ્સે થયો અને બબડયો—શું હમેશાં મને આવા બેદરકાર મનુષ્યોજ મળશે. આને માટે હું સોગન પુર્વક કહું છું કે ક્રુરસીંહને સજા થવીજ જોઈએ. ધીમે ધીમે તેની આંખો અંધારામાં કયું ફરનીચર ગોઠવવામાં આવ્યું છે તે જોઇ શકી. સામેની દીવાલ સાથે એક પલંગ રાખવામાં આવ્યો હતો. બીલકુલ અવાજ કર્યા શિવાય તે પલંગ પાસે આવ્યો અને ઓઢવાનું મોટું રગ લઇ લીધું, અને ગુહ્યાર્થ રીતે બબડયો-શિકારને પકડવાનું મારૂ આ પહેલું કામ નથી. આમ કહી તે જે બારણામાંથી અજવાળું આવતું હતું ત્યાં ગયો અને તે બારણું ધીમે ધીમે ધકેલવા લાગ્યો. આખરે તેનું માથું અંદર પેસી શકે એટલું તેણે તે બારણું ઉઘાડયું અને બીજા રૂમમાં ડોકીયું કર્યું જોતાંજ આશા નીરાશામાં પલટાઈ ગઇ.

તે બબડયો—કનૈયાલાલ! ખરેખર ક્રરસિંહે મને જાણી જોઇ-

નેજ સપડાવ્યો છે, કનૈયાલાલે તેની રૂમ છોડીજ નથી. અત્યાર સુધી બહાદુરસિંહ એમ જાણતો હતો, કે કનૈયાલાલે પેલું પુતળું સાચવવાને કોઇ નોકરને રાખ્યો હશે અને તે દીવો બાળતો હશે, પણ હવે તેણે જાણ્યું, કે તે રૂમના ગોળ ટેબલ ઉપર તે સેન્ડોનું પુતળું હતું, અને સામે ખુરશીપર કનૈયાલાલ બેઠો બેઠો તે જોતો હતો. જે બાજુ બહાદુરસીંહ હતો, તે તરફ કનૈયાલાલની પીઠ હતી એટલે પાછળ શું થાય છે તે તે જાણી શક્યો નહિં. અંદરનો દેખાવ જોતાંજ બહાદુરસિંહની આંખો અંગાર માફક ચળકવા લાગી. બારણા અને કનૈયાલાલની ખુરશી વચ્ચેનું અંતર આસરે પાંચેક ફુટ હતું. જો કોઈ ચાલાક માણસ હોય અને એ રૂમમાં બરાબર પ્રવેશ કરી શકે તો એકજ ફલંગમાં તે અંતર કાપી શકે. ઉપરનું બારણું કનૈયાલાલ જે ઓરડામાં બેઠો હતો તે ઓરડાંમાં ઉઘડતું હતું એટલે અંદર આવવાને બહાદુરસીંહને તે ધકેલવું પડે એમ હતું. એકાએક તેના મજબુત હાથના પંજાની મુઠીઓ વળી અને તે ભયંકર કામ કરવાનો નિશ્ચય કર્યો. તેણે ધીમે ધીમે બારણું ધકેલવા માંડયું જે દરમિયાન તેની આંખો ઘરડા કનૈયાલાલ તરફજ હતી. તે દુષ્ટના કપાળપર પરસેવાનાં રેલા ઉતરવા લાગ્યા, અને શ્વાસ લેતાં પણ બ્હીવા લાગ્યો. તેની યોજેલી યુક્તિની આ ખરેખરી તક હતી, અને તેમાં ભૂલ થાય તો સર્વે બાજી ધુળમાં મળે તેમ હતું. આખરે તેનું કદાવર શરીર અંદર દાખલ થઈ શકે એટલું બારણું ઉઘડયું. તે અંદર દાખલ થયો, અને બારણાની સાથેની દીવાલ સામે આમ તેમ જોવા લાગ્યો. એવામાં તેની ધારેલી વસ્તુ મળી આવી હોય તેમ તેની આંખો ખુશીથી ચળકવા લાગી. ઇલેકટ્રીક લાઇટની ચાવી બારણાની નજીકમાં એકજ ફુટના અંતરપર દિવાલમાં જડેલી હતી. સાવ-

ચેતીથી તેનો એક હાથ તે "સ્વીચ" તરફ લંબાયો, અને હાથના આંગળા વળ્યા. કલીક કરતો અવાજ થયો, અને તેની સાથેજ રૂમની અંદરની બત્તી હોલાઇ ગઇ. સર્વત્ર અંધકાર વ્યાપી ગયો. કનૈયાલાલના મુખમાંથી ગુસ્સા ભર્યો અવાજ નીકળ્યો—આશું! એકા એક બત્તી ગુમ! આમ કહી તે ખુરશી પરથી ઉઠયો. તેણે ધાર્યું હતું કે લાઇટનો તાર તૂટી ગયો હશે, પણ બીના ખરી શું હતી, તે તરતજ તેના જાણવામાં આવી. તે ખુરશી પરથી હજી બહાર આવવા જાય છે એવામાં એકા એક તેના માથાપર કંઇક ભારે ચીજ પડી, કે જે તેના આખા શરીર પર વીંટાઇ વળી અને ભય દર્શાવનારી બુમ તેમાંજ સમાઇ ગઇ. એકા એક જબરા આચકા સાથે તે જમીનપર તુટી પડયો, અને ઓઢવાનું બ્લાંકીટ તેની આસપાસ વીંટાઇ ગયું; સાથેજ બહાદુરસિંહ પોતાના શિકાર પર પોતાના પુર જોરથી તુટી પડયો. કનૈયાલાલની ઉમ્મર આ વખતે લગભગ સાઠ વરસની થઇ હતી. તેમ છતાં પણ છુટવાને માટે તે બહાદુરીથી લડવા લાગ્યો. બહાદુરસિંહનું કદાવર શરીર તેના ઉપર હતું, અને તેને માલમ પડયું કે તેનો શિકાર સહેલાઇથી શરણે થાય તેમ નથી. એકાએક કનૈયાલાલની લાત તેના પગના નળામાં વાગી જેથી શિકારને પકડેલા હાથ છુટા થઈ જશે, એમ તેને લાગ્યું. ગુસ્સાથી તે રાક્ષસે કનૈયાલાલનું માથું પકડયું, અને આમતેમ હલાવવા લાગ્યો. આથી કનૈયાલાલના મુખમાંથી દુઃખની ચીચીયારી નીકળી પડી. હજી પણ તેણે એક વખત છેલ્લો પ્રયત્ન કર્યો. તેનો એક હાથ બ્લાંકીટ નીચેથી બહાર આવ્યો. બહાદુરસિંહના માથાના વાળ તેના હાથમાં આવી ગયા. કનૈયાલાલે તે એટલા તો બળથી ખેંચ્યા કે ઘડીભર બહાદુરસિંહને તેના હાથ શિકારપરથી લઇ લેવા પડ્યા પણ તરતજ તેનો હાથ છોડાવી, તેના ઉપર તુટી પડયો અને બોલ્યો—બેવકુફ! હજી

પણ લઢાઇ છોડતો નથી ? હવે તારે માટે એકજ ઉપાય છે અને તે મારે અજમાવવોજ પડશે.” આમ કહી તેણે પોતાના ગજવામાંથી એક બુઠું હથીયાર ખેંચી કાઢયું અને કનૈયાલાલના માથા ઉપર જોરથી પછાડયું.

તે બબડયો—લેતો જા. હવેજ તું જંપશે.

તેના કાને ધોધરા અવાજ આવ્યો, અને પછી તરતજ પોતાના શિકારનું શરીર એકદમ શકિતહીન થઇ ગયું. એક પળ તે બીજા ફટકાને માટે થોભ્યો, પણ તે ફટકો કામમા લેવો પડયો નહિં, કેમકે પહેલો ફટકોજ પુરતો હતો.

તે બબડયો—તારો અંત તેંજ માંગી લીધો છે! અને તેને માટે તું લાયકજ છે.

તે ઉભો થયો અને જ્યાં “સ્વીચ” હતી ત્યાં ગયો અને ફરીથી લાઇટ સળગાવી. તેના અજવાળામાં તેણે જોયું તો કનૈયાલાલ મરણ-તોલ સ્થિતિમાં હતો. તેણે તેના ઉપરનું બ્લાંકીટ ખસેડી નાંખ્યું અને કનૈયાલાલના ચહેરા સામું જોવા લાગ્યો. લોહિની ધાર માથામાંથી વહેતી હતી, અને ઘા કયાં પડયો હતો, તે સ્પષ્ટ માલમ પડતો હતો. તેણે વાંકા વળી કનૈયાલાની છાતી આગળ કાન ધર્યો. છાતીના ધબકારા બંધ પડયા હતા. તે એકદમ ઉભો થઇ ગયો, અને ગાંડા માણસની માફક ગુસ્સે થઇ બોલ્યો—આ બનવાનું કારણ કુરસિંહજ છે. મને ધાસ્તી લાગે છે, કે આ બુઢાનું મારે હાથે ખુન થયું છે.

તેના શબ્દોમાં શોક દર્શક ભાવ નહોતો. ફકત પોતાના મળતીયાની ગફલતોથી ગુસ્સાનો આવેશ માલમ પડતો હતો.

તેણે આમ તેમ જોયું પછી બબડયો—આ બનાવ અકસ્માતથી બન્યો હોય એમ મારે બતાવવું જોઇએ.

તે રૂમમાં ચુલાની એક ઉંચી પાળ હતી, તે જોઈ તેના મગજમાં એક યુકિત સ્ફુરી આવી કનૈયાલાલના શરીરને ઘસડીને તે ચુલાની પાળ પાસે લઈ આવ્યો, અને ઘા વાળો ભાગ પાળ તરફ રાખ્યો એવું બતાવવાને કે એકાએક પડવાથી મરનારનું મસ્તક પાળ સાથે જોરથી અફળાયું, અને તેથી જીવ ગયો. આ પછી તેને બીજો ઉપાય સુઝી આવ્યો. તે સુવાના ઓરડામાં ગયો અને પેલું બનાવટી સેન્ડોનું પુતળું લઇ આવ્યો. તે તેણે કનૈયાલાલના હાથમાં પકડાવ્યું. આ પછી તે ઉભો થયો, અને દુર જઈ કનૈયાલાલના શરીર તરફ જોવા લાગ્યો, અને ડોકું ધુણાવી બોલ્યો—

બસ હવે ચાલશે.

પછી તે ગોળ ટેબલ આગળ ગયો અને સેન્ડોનું ખરૂં પુતળું હાથમાં લેતા બોલ્યો—અગીયારસો રૂપીયા !

ઠીક કમાયો છું. !

લઢાઇ દરમ્યાન ટેબલ આગળની ખુરશી ઉંધી થઇ ગઇ હતી, તે તેણે બરાબર ગોઠવી. પછી ઓઢવાનું બ્લાંકીટ લઈ સુવાની રૂમમાં જવા લાગ્યો, પણ પાછો એકાએક વીચાર આવવાથી થોભ્યો અને બોલ્યો—આ દીવો સળગતોજ રાખવાની જરૂર છે. એ મને મદદરૂપ થઈ પડશે. આમ કહી પ્રથમ જેવી રીતે પલંગ પર બ્લાંકીટ હતું તેમ બીછાવ્યું અને જોયું તો સર્વ બરાબર લાગ્યું. સુવાના ઓરડાની લાઇટ પછી ઓલવી નાંખી ચાલમાં પડતું બારણું પાછું જેમ હતું તેમ બંધ કર્યું. આમ કરતાં સામેની રૂમમાંથી એક હોટલના છોકરાની નજર તેના પર પડી. છોકરાને કંઇક વહેમ આવ્યો પણ તેનો વહેમ તરતજ જતો રહ્યો કેમકે બહાદુરસિંહ નીચે જવાને બદલે ચાલમાં ધીમે ધીમે ત્રીજા માળ ઉપર જવાના દાદર આગળ આવ્યો, અને તેના પગથીયા ચઢવા

લાગ્યો. આથી નોકરે જાણ્યું કે તે પણ હોટલનો કોઇ ઉતારૂ હોવો જોઇએ. દરમ્યાન તેણે નોકરને પોતાનું મુખ નહિં બતાવવાને પુરતી કાળજી લીધી હતી. બહાદુરસિંહ નોકરને છેતરવાથી ખુશ થતો થતો ઉપર ગયો. તેની સામે દીવાલમાં જડેલા બે બારણા હતા, જેના ઉપર "માલ ઉતારવાનું યંત્ર" લખેલું હતું, તે બદમાસે ત્યાં જઇ તે બારણા ખોલી નાંખ્યા તો બહારની ચોખ્ખી હવા આવવા લગી, અને સામે નાના ઘરના છાપરા જણાતા હતા. તેણે યંત્રનું દોરડું ખેચ્યું. એટલે છેક ઉપલા માળપર રહેલું યંત્ર ધીમે ધીમે નીચે ઉતરવા લાગ્યું. જ્યારે તે બરાબર તેની સામે આવ્યું, ત્યારે તેના ઉપર કુદી પડયો, અને નીચે હોટલના વાડામાં દાખલ થયો. વાડામાં પણ અજવાળું હતું, તેના આધારે સડક તરફ જવા લાગ્યો એવામાં પાછળથી કોઈ અટકાવતું હોય તેમ અવાજ આવ્યો તે અવાજ હોટલના નોકરનો હતો. બહાદુરસિંહે અવાજ પર ધ્યાન આપ્યું નહિં, અને આગળ ચાલવા લાગ્યો, પણ નોકર તેની પાછળ દોડયો, અને જે હાથમાં પેલા પુતળા વાળી બેગ હતી, તે હાથની કોણીને અડકયો. તે કમનશીબ જાણતો નહોતો, કે તેને કેવા રાક્ષસ સાથે કામ પાડવાનું છે. અડકતાંની સાથેજ બહાદુરસિંહનો મીજાજ ગયો અને, જમણા હાથની મુકકી એવા તો જોરથી નોકરના મોઢાપર મારી કે તે ચીચીયારી પાડતો ધુળમાં આળોટવા લાગ્યો. બહાદુરસિંહનો ગુસ્સો હવે એકદમ શિખરે હતો. કારણ કે તેની યોજેલી યુકિત સરળતાથી પાર પડી નહોતી. પહેલો હોટલનો નોકર અને બીજો વાડાનો રખેવાળ. આ બેઉ જણ જુબાની આપશે, કે હોટલમાંથી એક માણસને તેમણે નાસ્તો જોયો હતો.

તે આવેશમાં બોલ્યોઃ—નિમકહરામ કુરસિંહ ! તેણે લગભગ બધી બાજી ધુળમાં મેળવી છે ! જ્યારે હું તેને મળીશ, ત્યારે તેની બરાબર

ખબર લઇશ !

તે ગલી વટાવી રસ્તાપર આવી લાગ્યો. જેવો તે આગળ જતો હતો એવામાં બે વ્યકિત તેની પાસે થઈને પસાર થઇ, અને તેમના ચહેરા પર મ્યુનીસીપાલીટીના ફાંનસનુ અજવાળું પડયું. એક પળવાર તેણે તે ચહેરા જોયા અને પછી તરતજ પાસેની દીવાલ આગળ છુપાઈ ગયો, તેણે તે બેઉને ઓળખ્યા હતા. બાળા તે બીજી કોઇ નહિં પણ જ્યારે કનૈયાલાલે લીલામમાંથી પુતળું ખરીદયું અને બહાર આવ્યો ત્યારે મોટરમાં વાત કરનાર તેની ભત્રીજી નિર્મળા હતી, અને બીજી વ્યકતી તે મહાન ડીટેકટીવ દેવેન્દ્ર હતો.

તે બબડયો—દેવેન્દ્ર ! અને નિર્મળા ! બેને શો સંબંધ હશે !

દેવેન્દ્ર સાથે તેણે અગાઉ બાથ ભીડી હતી અને નશીબ સંજોગે જ તેના હાથમાંથી છટકી જવા પામ્યો હતો, દીવાલની ઓથમાંથી બહાર આવતા તે બોલ્યો—હું જાણું છું કે આ યુકતી યોજવામાં મેં ભૂલ કરી નથી, છતાં પણ આ બેને શું સંબંધ હશે ?

તેણે તેઓની પાછળ નજર દોડાવી. આ વખતે તેઓ હોટલ આગળ આવી પહોંચ્યાં હતા, અને જ્યારે નિર્મળાની પાછળ ડીટકટીવને અંદર દાખલ થતાં જોયો, ત્યારે તે ગુસ્સાથી ત્રાડી ઉઠયો—ઠીક છે. મારા મિત્ર ! આપણે ફરીથી એકઠા થવાનું આ પ્રથમ પગથીયું છે. થોડીજ પળમાં મારી યોજેલી યુકિતનો તું વિચાર કરવા બેસસે, અને જો તેનું કોકડું તારાથી ઉકેલાય તો ઉકલજે, હું પણ તૈયાર છું,

તેની મજબુત મુઠીયો વળી અને ફરીથી બોલવા લાગ્યો—દેવેન્દ્ર મારી પાછળ પડ. આપણે ગઈ વખતનો દાવ હજી ખેલવો બાકી રહયો છે.

આટલું કહી જ્યાં તેની મોટર ઉભી રાખવામાં આવી હતી,

ત્યાં તે ગયો અને અંદર બેઠો. બેઠા પછી સેન્ડોના પુતળાને હાથ લાગવાથી તે બોલ્યો—હવે કદાચ પ્યારેલાલ પુતળું લેવાની ના પાડશે. પણ તેણે કબુલેલી કીંમત મને આપવી પડશે, અથવા મારી સાથે લઢવા તૈયાર થવું પડશે.

તેની શંકા કેટલે દરજ્જે ખરી છે, તે તે થોડાજ વખતમાં જાણવાનો હતો, કારણ કે લગભગ એજ વખતે પ્યારેલાલ નિર્મળાના સહવાસમાં આવ્યો હોવાથી, તેના મનમાં પણ હજાર શંકાઓ આવી હતી.

પ્રિય વાંચક ? હવે કમ નશીબ કનૈયાલાલનું શું થાય છે તે આપણે બીજા પ્રકરણમાં વાંચીશું.

---

# પ્રકરણ ૬ હું.

## દેવેન્દ્રની તપાસ.

દેવેન્દ્ર અને નિર્મળા આ વખતે કનૈયાલાલની રૂમ આગળ આવી પહોંચ્યા હતા. નિર્મળાએ બારણું ઉઘાડયું, અને જોયું તો તેનો કાકો ચુલાની પાળપાસે ચત્તોપાટ બેભાન અવસ્થામાં પડેલો હતો. લાઇટ હજી બળતીજ હતી. આ દેખાવ જોઇ તે બોલી—શું તે મરી ગયા છે ?

તેના અવાજમાં ધાસ્તીસુચક ભાવ હતો.

દેવેન્દ્રે તેના ચહેરા સામું જોયું, અને એકાએક તેનો ચહેરો ફીકાશ મારી ગયેલો હોવાથી તે બોલ્યો—હમણાંજ ઘંટડી વગાડો. તમારા કાકાને આ જગાએથી તરતજ લઇ જવા જોઇએ. ડાકતરને

બોલાવવાનું કોઇને કહો, અને હીંમત રાખો.

કઠણ હૃદય કરી નિર્મળા દેવેન્દ્રના કહેવાથી ઓરડાની બ્હાર દોડી. દાદર ઉતરી અને મેનેજરની ઓફીસમાં ગઈ.

દેવેન્દ્ર તે શબવત્ શરીર આગળ ગયો, અને સંભાળથી તે શરીરને ફેરવ્યું. તેના માથાના ઘાથી તેણે જાણ્યું કે જો તે મરી ગયો નહિં હોય તો ઘણો બેભાન તો છેજ. તેના હાથમાં પકડેલું પેલું અજાયબ પુતળું પણ તેને માલમ પડયું. આ તપાસ ચાલતી હતી તેવામાં બહારથી હોટલના મેનેજર, એક બીજો મનુષ્ય અને નિર્મળા ત્યાં આવી પહોંચ્યા. મેનેજરે ઘણાજ ગભરાયેલા ચહેરે પુછયું-શું બનાવ બન્યો છે? મેનેજર આવા બનાવથી ઘણોજ ગભરાતો હતો, કારણ કે આવા ખુન જો તેની હોટલમાં થાય તો બીજા ઉતારૂઓ પોતાના જોખમ સાથે આવતા અટકે અને, તેથી તે હોટલની અપકીર્તી થાય.

નિર્મળાએ જવાબ આપ્યો—હું તમારા સવાલનો જવાબ હાલ આપી શકું તેમ નથી. હાલનો સંજોગ જોતાં તો કનૈયાલાલ આ ચુલાની પાળ સાથે અથડાઇને બેભાન અવસ્થામાં પડયા છે.

જે મનુષ્ય મેનેજર સાથે આવ્યો હતો, તે આગળ આવ્યો અને કનૈયાલાલના શરીરને તપાસવા લાગ્યો.

નિર્મળાએ પૂછયું—શું તેઓ જીવતા છે?

દાકતરે જવાબ આપ્યો—હા, હજી જીવ ગયો નથી

નિર્મળા આથી સંતોષ પામી, અને રડવા લાગી.

દેવેન્દ્ર તેની પાસે ગયો, અને આશ્વાસન આપી બોલ્યો—આમ કરો તે ઠીક નહિં. તમારે હીંમત રાખવી જોઇએ.

પછી તે દાકતર તરફ ફર્યો અને બોલ્યો—આ પાસેના રૂમમાં પલંગ છે, જો તમારી ઇચ્છા હોય તો કનૈયાલાલને ત્યાં સુવાડીએ.

ત્રણે જણે મળી કનૈયાલાલને તે પલંગપર સુવાડયો.

પછી દેવેન્દ્રે ધીમેથી દાકતરને પૂછ્યું—મારા ધારવા પ્રમાણે એને સખત આંચકો લાગ્યો છે.

દાકતરે દેવેન્દ્ર સામે જોઇ કહ્યું—હા, હું પણ એમજ ધારૂં છું એને ઘણો સખત ફટકો લાગેલો હોવો જોઇએ.

મેનેજરે આ શબ્દો સાભળ્યા અને આતુરતાથી પૂછ્યું—

ફટકો ? એના ઉભેથી પડવાને કદાચ તમે ફટકો કહેતા હશો ?

દાકતર બીછાના તરફ નીચો વળ્યો હતો, તેના તરફ દેવેન્દ્રે નજર કરી, અને ધીમેથી બોલ્યો–જ્યારે અમે રૂમમાં આવ્યા, ત્યારે તે ચુલાની પાળ પાસે પડેલા હતા. મારા ધારવા પ્રમાણે ચુલાની પાળજ પ્રાણઘાતક નીવડી છે.

મેનેજરે કહ્યું—હા, વાસ્તવીક રીતે તેમજ જણાય છે. દેવેન્દ્ર મેનેજરના મનની સ્થિતિ સમજી શકયો. તે તેના તરફ ફર્યો અને બોલ્યો–મારૂં નામ દેવેન્દ્ર છે. હું–ડીટેકટીવનું કામ કરૂં છું માટે જો તમારી ઇચ્છા હોય તો આ રૂમ બરાબર તપાસું, અને પછી મારો અભિપ્રાય આપું.

મેનેજરે શંકાની નજરે તેના સામું જોયું, અને પૂછ્યું—શું તેમ કરવાની ખાસ જરૂર છે?

નિર્મળાં આ સાંભળી આગળ આવી અને બોલી—હા. જો દેવેન્દ્રબાબુ તપાસ કરવા કબુલ થતા હોય તો તેમ કરવાની ખાસ જરૂર છે.

મેનેજર ચુપ રહ્યા, અને પછી ત્યાંથી ચાલ્યો ગયો. ઓરડામાં ફકત દાકતર, દેવેન્દ્ર અને નિર્મળા રહ્યા.

દાકતરે પોતાનો ડગલો કાઢતાં કહ્યું—થોડું ગરમ પાણી લાવો

અને બેચાર ધોયેલા કપડાના કટકા મંગાવો. તમારા કાકાને શાંતી કરવાને આપણે બનતી કોશીશ કરવી જોઇએ.

નિર્મળાએ પૂછ્યું—તમો ધારો છો કે તે આ જીવલેણ ઘામાંથી બચી શકશે ?

ડાક્તરે જવાબ આપ્યો—હા. પહેલાંના કરતાં તેની નાડી નિયમીત ચાલે છે, અને જીવવાની એ પહેલી નીશાની છે.

નિર્મળા—સંતોષ પામી અને રૂમની બહાર ગઈ એટલે દેવેન્દ્ર સામે ડાક્તરે જોઇ પુછ્યું—મારા ધારવા પ્રમાણે આ ઘા ઉભેથી પડવાનો નથી એ સમજી શકયા છો.

દેવેન્દ્રે ડોકું ધુણાવી જવાબ આપ્યો—હા. કનૈયાલાલના શરીરનું વજન ઘણું ઓછું છે અને કદાચ તે ઉભેથી પડે તો પણ આટલો ઉંડો ઘા હોઈ શકે નહિં.

ડાક્તરે તેના મતને મળતાં થઈ કહ્યું—બરાબર છે. મારા ધારવા પ્રમાણે તેની ખોપરીનું એક હાડકું ભાંગી ગયું છે. ફકત ઘણો કદાવર મનુષ્યજ પડવાથી પોતાના શરીરને આટલું નુકશાન કરી શકે.

બેઉ જણે એક પળ સુધી એકમેકની સામે જોયું પછી દેવેન્દ્ર બોલ્યો—છતાં પણ આપણે હાલ બધાંને એમજ જણાવીશું કે એ ઘા ઉપરથી પડવાનોજ છે. એમ જણાવવાને તમને કંઈ વાંધો છે ?

ડાક્તરે ડોકું ધુણાવ્યું—જરા પણ નહિં. દેવેન્દ્રબાબુ ઉપર મને સંપુર્ણ વિશ્વાસ છે.

આ પછી સુવાના ઓરડામાંથી નીકળી દેવેન્દ્ર બેસવા ઉઠવાના ઓરડાના બારણા આગળ આવ્યો, અને ત્યાંની સર્વે ચીજ ધ્યાનથી તપાસવા લાગ્યો. ટેબલ ઉપરનો વીજળીનો દીવો જોઇએ તે કરતાં નીચો હતો. તે આગળ તપાસ કરતો હતો, એવામાં ત્યાં નિર્મળા આવી.

તે બોલી-મારા કહેવા પ્રમાણે કાકા મારાથી છુટા પડીને પેલા પુતળાને ફરીથી જોવાને પાછા આવ્યા હતા.

અને તેજ કારણથી દીવો નીચે ઉતારવામાં આવ્યો છે. દરમ્યાન તે પુતળું કનૈયાલાલના હાથમાંથી લઇ લેવામાં આવ્યું હતું તે દેવન્દ્રે લીધું અને બોલ્યો-ખરેખર, તે લુચ્ચો આદમી આ પુતળાની કીમતથી અજ્ઞાત હોવો જોઇએ.

આ સાંભળી નિર્મળા ચોંકી અને પૂછ્યું-એ શબ્દનો શો અર્થ ? શું ત્યારે આ બીના અકસ્માતથી બનવા પામી નથી ?

દેવેન્દ્રે ડોકું ધુણાવ્યું-દાકતરને પુછતાં પહેલાં મેં મારો અભિપ્રાય તમને જણાવ્યો નથી, દાક્તર મારા મતને મળતો છે. તમારા કાકા પર કોઈએ હુમલો કર્યો છે.

નિર્મળાએ પુછ્યું-પણ તમે તો એમ કહ્યું કે ચુલાની પાળ સાથે મસ્તક અફળાવાથી આમ થયું છે ?

દેવેન્દ્ર ચુલા આગળ ગયો અને તેની પાળ તપાસવા મંડયો. પણ ત્યાં કોઈ નીશાની માલમ પડી નહિં.

તે બોલ્યો-આ ખુની ઘણો હોંશીયાર હોવો જોઇએ તેમજ પોતાની યુંકતી પાર પાડવાને તેને વખત પણ પુરતો મળ્યો છે. છતાં પણ તે જોઇએ તેવો હોંશિયાર નથી.

નિર્મળાએ દેવન્દ્રના ભવ્ય અને તેજસ્વી ચહેરા સામે જોયું. દેવેન્દ્રે ઘુંટણીયે પડી રૂમમાં બીછાવેલા પોચા ગાલીચા પર ઘણીજ બારીકીથી તપાસ ચલાવતો હતો. 'એમ કરતાં કરતાં તે પેલા ટેબલ આગળ આવ્યો, અને થોભ્યો. ગાલીચો તદન નવોજ હતો, અને થએલી લઢાઇથી ખુરશીના પાયાની નીશાની સાફ માલમ પડતી હતી. નજીકમાંજ પહેલાં કરતાં વધારે ઉંડી અને મોટી નીશાની માલમ પડી.

કે જે કોઈ કદાવર મનુષ્યના ઘુંટણની હતી, છેવટે ખુરશી આગળ એક ત્રીજી નીશાની માલમ પડી. તે પહોળા પંજાની છાપ હતી. ગાલીચા પરથી નીશાની બરાબર માલમ પડતી નહોતી, તેથી તેણે તે પંજાની હથેળી અને આંગળીઓની પહોળાઈ અને લંબાઇ માપી લીધી. એ ઉપરથી તેને માલમ પડયું કે તે હાથ કનૈયાલાલનો નહોતો પણ કોઈ કદાવર મનુષ્યને હોવો જોઈએ. એટલું તપાસી તે નીચેથી ઉઠયો, એટલે નિર્મળાએ આતુરતાથી પુછયું—શું શોધ કરી?

દેવેન્દ્રે જવાબ આપ્યો—ઘણીજ થોડી ફક્ત એટલીજ કે કોઈ મજબુત મનુષ્યે રૂમમાં દાખલ થઇ તમારા કાકા ઉપર ઘાતકી હુમલો કર્યો હતો. ચુલાની પાળ પાસે તમારા કાકાના શરીરને મુકવાની તેણેજ તસ્દી લીધી હતી કારણ કે તે પોતાનો ગુનો છુપાવવા માંગતો હતો.

તેણે નિર્મળાને પુછયું—તમારા કાકા ભારી દાગીના રાખતા હતા?

નિર્મળાએ જવાબ આપ્યો—દાગીનામાં ફક્ત આ પુતળુંજ હતું. જો તમારી ઈચ્છા હોય તો હું તિજોરી ઉઘાડું.

દેવેન્દ્રે ત્રીજોરી તપાસી, પણ તેમાંથી કંઇ મળ્યું નહિ. એવામાં જોડેના ઓરડામાથી નર્સ આવી. તેણે જણાવ્યું કે કનૈયાલાલનો ઘા ધોવામાં આવ્યો છે, અને પહેલાં કરતાં તેની નાડી વિશેષ ગતિથી ચાલે છે. તરતજ દાકતર ત્યાં આવ્યો અને બોલ્યો—કેસ કાલે બરાબર હાથ પર આવશે એમ લાગે છે. તે દરમ્યાન તમારા કાકાને તમે નિરાંતે સુવા દેજો.

આટલું કહી દેવેન્દ્ર સાથે હાથ મેલાવી દાકતર ચાલ્યો ગયો. એટલે નિર્મળા બોલી—આ કેસમાં ઘણી ગુંચવણ છે. અહીંની કોઇ પણ ચીજ ગુમ થઈ નથી. મારા કાકાની સોનાની ઘડીયાળ પણ તેના ખીસામાંજ છે, ત્યારે એના ઉપર શાને માટે હુમલો કરવામાં આવ્યો હશે?

દેવેન્દ્ર પુતળું બતાવી બોલ્યો—તમારા કાકા પાસે કીંમતી વસ્તુમાં ફક્ત આ પુતળુંજ હતું. છતાં પણ જે બદમાશે હુમલો કર્યો હતો, તેણે તે સાથે લઈ જવાની દરકાર કરી નથી. અને એજ મુદ્દો મને ગુંચવણીમાં નાંખે છે.

નિર્મળાએ જણાવ્યું—કદાચ તે એની અમુલ્ય કીંમતથી અજ્ઞાત હશે.

દેવેન્દ્રે કહ્યું—કદાચ તેમ હોય તો પણ તેનો અહીં આવવાનો બીજો હેતુ હોવો જોઇએ.

નિર્મળાએ પૂછયું—ત્યારે શું તમે એમ ધારો છો કે તેની અને કાકાની વચ્ચે વૈરભાર હોવો જોઇએ?

દેવેન્દ્ર થોડીવાર શાંત રહ્યો પછી બોલ્યો—એ અભિપ્રાય હું આપી શકતો નથી. કેમકે જો વૈરભાવ હોય તો તેને ખાસ હોટલમાં આવીને વેર લેવું જોઇયે, એમ હું નથી ધારતો તે તો તમે જ્યારે રાત્રે બહાર ફરવા જાવ છો, ત્યારે રસ્તામાં પણ લઇ શકત. જીવનું જોખમ ખેડીને આ હોટલમાં આવીને વેર લે, એવો મુર્ખ તે હોવો ન જોઇએ. ત્યારે પણ તે શા કારણથી અહીં આવ્યો અને હુમલો કર્યો?

નિર્મળાએ તેના સામું જોયું અને કંઇક યાદ આવ્યું હોય તેમ બોલી–

શું પ્યારેલાલનું કાવત્રું તો નહીં હોય?

દેવેન્દ્રે જવાબ આપ્યો—તે બનવું અશક્ય છે. કેમકે તેને આ બધું કરવાનો વખત મળે તેમ નહોતું. તેને છોડીને આપણે તરતજ હોટલમાં આવ્યા છીએ. એ તો અસંભવિતજ છે.

નિર્મળા તેના મતને મળતી થઈ બોલી—હું કંઇ સમજી શકિત નથી. જો તે ચોર હોય તો શા માટે તેણે કીંમતી ચીજો રહેવા દેવી જોઇએ? જો કોઇ કાકાને ઓળખતો હોય તો આ પુતળા વિશે પણ તે જાણતોજ હોવો જોઇએ તેમ છતાં તે પુતળું અહીંજ છે. એથી હું

પણ તેમજ ધારૂં છું કે તે પ્યારેલાલનું કામ નથી,

થોડો વખત એઉજણે વાતચીત કરી, પછી દેવેન્દ્ર ઉઠયો અને બોલ્યો—લગભગ ૧૨ વાગ્યા છે. આજે રાત્રે કંઇપણ બની શકે તેમ નથી. પણ આ કેસમાં મને મોટો ભેદ લાગે છે અને તેથી તમને વચન આપું છું કે જ્યાં સુધી અંદરનો ભેદ માલમ પડશે નહિં, ત્યાં સુધી હું જંપીને બેસીશ નહીં. આ પછી બેઉ જણ છુટા પડયા, અને દેવેન્દ્ર પોતાના મકાને ગયો. તે જાણતો હતો, કે આ કામમાં કોઇ હોંશીયાર બદમાશનો હાથ હોવો જોઇએ.

તે બબડયો—છતાં બદમાસે એક ભુલ કરી છે. જોઇએ તે કરતાં સખત ફટકો મારવામાં આવ્યો તે. કારણ કે ધીમેથી ઘા થયો હોત તો ચુલાની પાળનુંજ બહાનું મળત પણ તેમ નથી. કદાચ તેની ઇચ્છા કનૈયાલાલનો જીવ લેવાની હશે, પણ તે તપાસવાને તેને પુરતો વખત મળેલો હોવા છતાં તેની તેણે દરકાર કરી નથી.

બરાબર એક વાગ્યાને સુમારે તે પોતાના મકાને પહોંચ્યો અને વિચાર કરતો નિંદ્રાવશ થયો.

---

# પ્રકરણ ૭ મુ.

## બહાદુરસિંહનું વેર.

---

હવે આ તરફ બહાદુરસિંહ લગભગ સાડા અગીયારે પોતાના રહેઠાણે પહોંચ્યો. જેવો તે પોતાની બેઠકના રૂમમાં દાખલ થયો કે તરતજ રાહ જોતો કુરસિંહ ખુરશીપરથી ઉભો થયો. અને બહાદુરસિંહ તરફ ફર્યો.

બહાદુરસિંહના ભવ્ય ચહેરા તરફ જોઇને તેણે પુછયું—કેમ ફતેહમંદ થયા કે નહિં ?

જવાબમાં બહાદુરસિંહે પોતાના ડગલા નીચેનું તે કીંમતી પુતળું કાઢી પાસેના ટેબલ પર મુકયું.

કુરસિંહે આ જોઇને કહ્યું—આહ! મેં જાણ્યું હતું કે તમે ફતેહ પામશોજ.

બહાદુરસિંહ કંઇ પણ બોલ્યો નહિં, આથી કુરસિંહે બોલવું બંધ કર્યું, અને તેના ચહેરા સામું જોવા લાગ્યો. તે ચહેરામાં કંઇક ઉગ્રતા અને કોપની છટા દૃષ્યમાન થતી હતી. કુરસિંહ આ જોઈ ભયથી કંપવા લાગ્યો. છતાં હીંમત રાખી પુછયું-તમે કેમ બોલતા નથી?

બહાદુરસિંહે ઉંડો શ્વાસ ખેંચ્યો અને પછી તરજ દાંત કચકચાવી ઉગ્રતાથી ત્રાડ મારી બોલ્યો—નિમક હરામ! તું જાણે છે કે મારા મનમાં અત્યારે કયા વિચાર ચાલી રહ્યા છે ?

આટલું કહી તે કુરસિંહ તરફ આગળ વધ્યો અને કુરસિંહ ભયથી ટેબલની ધાર સુધી પાછો હઠયો.

બહાદુરસિંહ હાથની મુઠીઓ વાળી ફરીથી ગર્જના કરતો. બોલ્યો-મારા મનમાં એમ વિચાર આવે છે કે તને આ જહાંનમાંથી નાબુદ કરૂં! નિમક હરામ કુતરા! તેં મને જાણી જોઇને ફસાવ્યો છે!

કુરસિંહ અચાનક આવા કોપથી ભય પામી બોલી ઉઠયો—એ તદ્દન જુઠું છે. મને ખબર નથી પડતી કે તમે શું કહેવા માંગો છો! મેં તમારી યુક્તિ કોઇને પણ કહી નથી.

બહાદુરસિંહ હજી તેના શિરપર ધસ્યો જતો હતો.

તે બોલ્યો—તેં મને જણાવ્યું હતું કે રસ્તામાં કંટક નથી, એટલે કનૈયાલાલ અને નિર્મળા બહાર ગયા છે, અને આ રીતે તેની જાળમાં

મને ફસાવવા માંગતો હતો કેમ?

કુરસિંહ બોલ્યો—જાળમાં ?

બહાદુરસિંહ વાઘની માફક ધુરકીને બોલ્યો—જ્યારે હું નંબર ૧૩ ની રૂમમાં દાખલ થયો, ત્યારે કનૈયાંલાલ પોતે નંબર ૧૨ ની રૂમમાં બેઠો હતો જેથી મારે તેની સાથે લઢાઈ કરવી પડી છે!

કુરસિંહનો ચહેરો ભયથી ફીકાશ મારી ગયો.

તે બોલ્યો-હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું, કે તેઓએ મારી દેખતા હોટલ છોડી હતી.

બહાદુરસિંહ વિશેષ ગુસ્સે થઇ બોલી ઉઠયો-બેઇમાન! મારી આગળ જુઠું નહી બોલ, હું કહું છુ કે મારે આ ચીજને માટે લઢવું પડયું છે અને એ લઢાઇમાં મેં કનૈયાલાલનું ખુન કર્યું છે, એમ મને લાગે છે. એ સઘળાનો કારણભુત તુંજ છે. તારીજ ગફલતીથી એ સઘળું બનવા પામ્યું છે!

હવે બહારસિંહનો મિજાજ હાથથી ગયો હતો. જંગલી વરની માફક તે કુરસિંહ પર કુદયો અને એક હાથે તેનું ગળું દબાવ્યું. એકજ ઝટકે તેને ટેબલ પાસેથી દુર ખસેડયો. કુરસિંહ છુટવાને માટે ફાંફાં મારતો બોલ્યો-જવા દો જવા દો, મારૂં ગળું રૂંધાય છે.

જવાબમાં ફકત બહાદુરસિંહ હસ્યો અને એક બચ્ચાની માફક તેને ખસેડતો ખસેડતો દિવાલની નજીક લઈ ગયો. તે ગર્જના કરતો બોલ્યો-તેં મારી સાથે લુચ્ચાઇ કરી છે, અને તેની સજા તને થવીજ જોઇએ.

તેની આંખોમા ખુલ્લી રીતે ખુન જણાઇ આવતું હતું. કુરસિંહે બચવાની આશા છોડી. એક પળ તે હાલ્યા ચાલ્યા સિવાય ઉભો રહયો. અને પછી એક ઉંદર પણ અંતને વખતે બચવાને ફાંફાં મારે છે, તેમ

બહાદુરીથી છુટવાનો યત્ન કરવા લાગ્યો. પણ તેના સરદારના હાથમાંથી જરાપણ તેનાથી છુટી શકાયું નહિં. એક હાથની લંબાઈ પર બહાદુર સિંહે તેને દિવાલને અઢેલીને બરાબર દાબી રાખ્યો હતો. ગળાના રૂંધાવાથી કુરસિંહની આંખોએ ચક્કર આવવા લાગ્યા, અને દરેક પળ જતી હતી, તેમ તેમ બહાદુરસિંહના આંગળા તેના ગળાની આસપાસ વધારે ને વધારે વીંટળાતા હતા.

જાણે તેની આંખો બહાર નીકળી આવશે એવો દેખાવ કુરસિંહનો થયો.

તે બોલ્યો--દયા કરો, દયા કરો.

બહાદુરસિંહે જવાબ વાળ્યો—બેઇમાન મનુષ્ય માટે મારાદીલમાં દયા નથી.

હવે કુરસિંહે છેલ્લો ઉપાય અજમાવ્યો. ધીમે ધીમે તેનો એક હાથ પહેરેલા કોટના ગજવા તરફ વળ્યો. હાથ ઘાલતાં લોખંડી હથીયાર તેના હાથમાં આવ્યું, તેથી કંઇક સંતોષ વળ્યો. વિજળીની ત્વરાથી ખીસામાંથી તેણે લાંબી છરી ખેંચી કાઢી અને તેનામાં જેટલું જોર હતું, તેટલું અજમાવી પોતાને પકડી રાખેલા હાથ પર ઘા કર્યો. છરીની તીક્ષ્ણ ધાર બહાદૂરસિંહના હાથમાં પેસી ગઈ, એ ઘા એવો ઓચીંતો હતો, કે બે પળને માટે બહાદુરસિંહનો હાથ તેના ગળા પરથી ખસી ગયો. તેના મુખમાંથી દુઃખની ચીચીયારી નીકળી પડી, અને બીજા હાથ વડે જખમી હાથ દબાવ્યો.

તે ગુસ્સાથી પોકારી ઉઠ્યો—બેવકુફ! હવે તો હું તને જરૂર...

હજી તે વાક્ય પુરૂં કરે તે પહેલાં તો કુરસિંહે પોતાની છરી તે રૂમની અંદર બળતા વીજળીના ગોળા પર ફેંકી. ગોળો ફુટી ગયો અને સર્વત્ર અંધારૂં થઈ ગયું.

આમ થવાથી બહાદુરસિંહ જખમને ન ગણકારતાં હાથ પહોળો કરી કુરસિંહને ખોળવા લાગ્યો. તેના કોટનો કોલર તેના હાથમાં આવી ગયો, પણ કુરસિંહે સમય સુચકતા વાપરી કોટ બાંયમાંથી સેરવી કાઢયો, અને રૂમના બારણા તરફ હરણની માફક દોડયો. દોડતાં એક ખુરશી તેના માર્ગમાં આવી તે તેણે ઉપાડી લીધી. તે જાણી શકયો કે બહાદુરસિંહ પકડવાને તેના તરફ નજીક આવી લાગ્યો હતો. તેને અટકાવવાને જોરથી પેલી ખુરશી તેણે બહાદુરસિંહ તરફ ફેંકી. નીશાન બરોબર તાકયું હતું, કેમકે ખુરશીના અવાજ સાથેજ બહાદુરસિંહના મુખમાંથી બીજીવાર દુઃખનો અવાજ નીકળ્યો. એક પળ પણ નહીં ગુમાવતાં કુરસિંહ બારણું ઉઘાડી ચાલીમાં આવ્યો, અને દાદરના પગથીયા બબ્બે ત્રણ ત્રણ ઉતરવા લાગ્યો. તેનું શરીર પરસેવાથી ઝેબઝેબ થઈ ગયું હતું. દાદર ઉતરીને ગલીમાં દોડવા લાગ્યો. તેણે જ્યાં સુધી વસ્તીનો ભાગ આવ્યો નહિ ત્યાં સુધી દોડયાંજ કર્યું. ભયથી તેનો ચહેરો બીહામણો લાગતો હતો. રસ્તામાં મોટરની હાર ઉભી હતી. તેમાંની એકમાં કુદી પડી તેણે ડ્રાઇવરને કહ્યું—તારી મોટર એકદમ છોડી મુક. જ્યાં જવાય ત્યાં જા અહીં એક પળ પણ ઉભો રહે નહિ. મોટર પુર વેગમાં ચાલવા લાગી. હવે તેને કંઇક શાંતિ વળી. તેણે જાણ્યું કે બહાદુરસિંહ તેને ખોળી કાઢયા શીવાય રહેવાનો નથી, તેમજ વેર પણ લેશેજ.

તે બડબડયો—હવે તો હું કે તે બેમાંથી આ જહાનમાં એક રહેશે.

તેના હાથની મુઠીઓ વળી અને જડબાં એકમેક સાથે કચડાવા લાગ્યા.

તે બોલ્યો—કદાચ મારે લડાઈ કરવી પડશે તો ફીકર નહિં.

હું તૈયાર છું. હવે તે મારી પાછળ પડયા વીના રહેવાનો નથી. તેના મગજમાં એક પછી એક સેંકડો યુકિતઓ આવી, પણ જેવી તે ઉત્પન્ન થઈ તેવીજ સમાઇ ગઇ. પછી એક નામ યાદ આવ્યું. તે નામ કે જેનાથી બહાદુરસિંહ બ્હીતો હતો. તે બોલ્યો—દેવેન્દ્ર! ડીટેકટીવ! જો હું તેને બહાદુરસિંહની પાછળ મુકું, તો તેને મારી પાછળ પડવાનો વખત રહેશે નહિં. ખરેખર, બચવાનો મારે માટે આ એકજ ઉપાય છે.

તેણે જાણ્યું કે તે તેના સરદારને બેવફા થનાર છે, પણ એ વિચારની તેણે પરવા કરી નહીં.

તે બોલ્યો—પણ દેવેન્દ્રે જાણવું જોઇએ નહિં કે બહાદુરસિંહની બાતમી કોના તરફથી મળી છે. તેમજ બહાદુરસિંહે પણ તે જાણવું જોઇએ નહિં. પણ તે યુકિત કેવી રીતે પાર પાડવી?

ધીમે ધીમે તેને એક યુકિત સુઝી આવી.

તે બબડયો—હું દેવેન્દ્રને બહાદુરસિંહ કરતાં પ્યારેલાલની બાતમી આપીશ. હા એજ બરાબર છે. દેવેન્દ્ર પ્યારેલાલ પાસેથી બધી બાતમી મેળવી શકે તેમ છે. જો કનૈયાલાલનું ખુન થયું હશે તો તો પ્યારેલાલ જરૂર બધી બીના દેવેન્દ્રને કહેશે.

આમ કહી તેણે મોટર ઉભી રખાવી. બહાર જોયું તો તેણે ઘણો રસ્તો કાપ્યો હતો અને નદીના કીનારા તરફ આવી લાગ્યો હતો. ડ્રાઇવરને પૈસા આપીને વિદાય કર્યો. પછી નજીકની એક ગલીમાં વળી એક નાની હૉટલમાં દાખલ થયો. વખત ઘણો થયો હતો છતાં તેને ત્યાંથી કાગળ, ખડીયો અને કલમ મળી શકયા, તેણે તે ભેદી પત્ર લખ્યો અને પાંસેજ પોસ્ટની પેટીમાં નાંખ્યો.

હવે તે કંઇક ખુશ થયો.

તે બોલ્યો—દીકરા બહાદુરસિંહ! આ કાગળ હવે બધું કામ કરશે. અત્યાર સુધી તારો હાથ ઉપર હતો પણ હવે એમ રહેશે કે કેમ તેની શંકા રહે છે.

---

# પ્રકરણ ૮ મું

## ભેદી પત્ર—બિહારીલાલ.

—(०)—

સવારના આઠ વાગ્યા હશે. દેવેન્દ્રને ગઇ રાતનો ઉજાગરો હોવાથી હજી જાગ્યો નહતો. એવામાં તેના મદદગાર ત્રીભુવને બારણું ઉઘાડયું અને બોલ્યો–શેઠ, આપનો કાગળ આવ્યો છે? મારા ધારવા પ્રમાણે ગઇ રાતે લગભગ ચારેક કલાક આપ બાગમાં ફર્યા હશો? હું આપની રાહ જોતો બાર વાગ્યા સુધી બેસી રહ્યો હતો.

દેવેન્દ્રે બીછાનામાંથી ઉઠતાં કહ્યું—ગઇ રાતે ફરતા ફરતા મારા હાથમાં એક કેસ આવ્યો છે કે જે ઘણો ભેદી છે. પણ હવે ચાહ અને નાસ્તાની કંઇક ગોઠવણ કર. હું મ્હોં સાફ કરી હમણાંજ આવું છું.

ત્રિભુવન ત્યાંથી ગયો અને દેવેન્દ્રે કાગળ ઉઘાડયા શિવાય પોતાના ટેબલ પર મુકયો. પછી મ્હોં સાફ કરવા ગયો. દસેક મીનીટ પછી કપડા પહેરી, તે ટેબલ આગળ આવ્યો, અને કાગળના હસ્તાક્ષર જોયા.

તે બબડયો—અક્ષર ઓળખાય તેમ નથી. વળી રાતે એક વાગે ટપાલમાં નાંખેલો છે. આ ઉપરથી એમ સાબીત થાય છે કે તે ઘણોજ જરૂરી હોવો જોઇએ.

આમ કહી કવર ઉઘાડી અંદરનો કાગળ કાઢયો અને આશ્ચર્યતાથી

વાંચવા લાગ્યો. કાગળમાં નીચે પ્રમાણેનું લખાણ હતું:—

"ડીટેકટીવ દેવેન્દ્ર બાબુ,

ઇમ્પીરીયલ હોટલના ખુન સંબંધી તમારે જાણવાની ઇચ્છા હોય તો મી. કેશાલાલ અથવા મી. પ્યારેલાલને લક્ષ્મીભુવન હોટલમાં મળો.

લી. એક મિત્ર."

દેવેન્દ્ર એક પળવાર તે કાગળ સામે જોઈ રહ્યો.

પછી બોલ્યો—ઇમ્પીરીયલ હોટલમાં થયેલું ખુન! કાગળ લખનાર ત્યારે એમજ જાણે છે કે કનૈયાલાલનું ખુનજ થયું છે. એટલે એમ સાબીત થાય છે કે આ બાતમી તેને બહારથી મળી હોવી જોઇએ. તે જાતે હોટલમાં ગયો હોત તો જાણી શકત કે કનૈયાલાલ ફક્ત બેભાન અવસ્થામાંજ હતો. મારા મિત્ર! ત્યારે તું પણ આ કેસમાં મારા કરતાં ઓછી લાગણી ધરાવનારો નથી!

લક્ષ્મી ભુવન હોટલ! ઠીક. મી. પ્યારેલાલ ત્યાં રહે છે! ત્યારે તો જરૂર હું તેને મળીશ.

એટલામાં તેને યાદ આવ્યું કે આગલી રાતના તેને પ્યારેલાલ સાથે લઢાઇ કરવી પડી હતી તેથી તે કદાચ તેને ઓળખી શકે.

તે બબડ્યો—ત્યારે તો એ કામ ત્રિભુવનનેજ સોંપીશ. હું ધારૂં છું કે પ્યારેલાલનો હાથ આ કાવત્રામાં હોવો જોઇએ, પણ કાવત્રુ રચનાર કોઈ બીજો મનુષ્ય છે.

ત્યાંથી પછી તે બીજા ઓરડામાં ગયો કે જ્યાં ત્રિભુવન બેઠો હતો. અને પાસેના ટેબલ પર ચાહના પ્યાલા ગોઠવાયા હતા.

ત્રિભુવનને કાગળ આપતા દેવેન્દ્ર બોલ્યો—વાંચ આ કાગળ,

ત્રિભુવને તે વાંચ્યો અને કંઇ સમજણ ન પડવાથી દેવેન્દ્ર સામે આશ્ચર્યતાથી જોવા લાગ્યો.

તેણે પુછ્યું—આનો અર્થ શો?

જવાબમાં આગલી રાતે જે બીના બની હતી તે સઘળી દેવેન્દ્રે ત્રીભુવનને કહી સંભળાવી.

ત્રિભુવન બોલ્યો—કેસ તો લડવા લાયક છે. મને પણ તેમાં ભાગ લેવા દેજો.

દેવેન્દ્રે કહ્યું—તારે પ્યારેલાલને મળવા જવાનું કામ કરવાનું છે કારણ કે હું જાઉં તો, કદાચ તે મને ઓળખી જાય. માટે તે હોટલમાં જઈ તું એક રૂમ ભાડે રાખજે અને પ્યારેલાલ પર બરાબર નજર રાખજે, તેમજ જોજે કે તેને મળવા આવનાર માણસ કોણ કોણ છે.

ત્રિભુવને તે વાત કબુલ કરી પછી બોલ્યો—એ તો ઠીક છે પણ એ કામમાં વધારે ધાડ તે શું મારવાની છે?

દેવેન્દ્ર બોલ્યો—જ્યારે તું ત્યાં જશે, ત્યારે ખબર પડશે કે એ કામમાં તને ગમ્મત પડે છે કે નહિ.

આ પછી ત્રિભુવન પોતાના રૂમમાં ગયો. તેણે ગામડીયા જેવો ડ્રેસ પહેર્યો અને બેગ હાથમાં લઈ દેવેન્દ્ર જ્યાં બેઠો હતો ત્યાં આવ્યો પછી પુછ્યું—કેમ ચાલશેને?

દેવેન્દ્રે જવાબ આપ્યો—બરાબર છે. પણ ખાસ ધ્યાનમાં રાખજે કે પ્યારેલાલ પરથી નજર હઠાવતો નહીં.

આ પછી ત્રિભુવને ગાડી મંગાવી, અને લક્ષ્મીભુવન હોટલ તરફ હંકાવી.

આ તરફ દેવેન્દ્ર આપેલા વચન પ્રમાણે ઈમ્પીરીયલ હોટલ તરફ ચાલ્યો. ત્યાં પહોંચતા તેને દસ થયા હશે. હોટલમાં દાખલ થતાં તેને મેનેજર મળ્યો, જેણે જણાવ્યું કે કનૈયાલાલની સારવાર માટે

ડાકટર આવેલો છે.

પછી તે બોલ્યો—હોટલની અપકીર્તી માટે મને ઘણી બ્હીક લાગે છે. જે બીના બની છે તેનો એક શબ્દ પણ મ્હેં બહાર જવા દીધો નથી. મહેરબાની કરી તમે મને મદદ કરશો તેમ આશા છે.

દેવેન્દ્રે જવાબ આપ્યો–અવશ્ય હું મારાથી બનતું કરીશ. એટલી વાતચીત કરી તે પહેલે માળે ગયો. તેનો જોઈ નિર્મળા રૂમની બહાર દોડી આવી અને બોલી–કાકાની માંદગી ઘણી ભય સુચક છે, કંઈપણ કર્યા સિવાય આમ બેસી રહેવું મને યોગ્ય લાગતું નથી,

દેવન્દ્રના તેજસ્વી ચહેરા સામે જોઈ તેણે પૂછ્યું–તમે કંઈક બાતમી મેળવી શક્યા ખરા કે ?

દેવેન્દ્રે જવાબ આપ્યો–હા, મને એક ભેદી પત્ર મળ્યો છે પણ તે—

તે આગળ બોલવા જતો હતો એટલામાં કોઇએ રૂમનું બારણું ખખડાવ્યું. નોકર અંદર દાખલ થયો અને નિર્મળા સામે જોઈ બોલ્યો બાનુ! કોઈ ગૃહસ્થ આપના કાકાને મળવા માગે છે.

આમ કહી તે ગૃહસ્થના નામનો કાર્ડ નિર્મળાના હાથમાં મુક્યો. નિર્મળા વાંચતી બોલી "બીહારીલાલ,"

દેવેન્દ્ર નામ સાંભળી બોલ્યો–બીહારીલાલ નવાઇ પમાડે એવી ચીજોનો મોટો વેપારી છે, હું ધારૂં છું કે જ્યારે સેન્ડોના પુતળાનું લીલાંઉ થયું હતું ત્યારે તેની અને તમારા કાકાની વચ્ચે ઠીક મારામારી ચાલી હશે ?

નિર્મળાએ કહ્યું—હા બરાબર છે. મારા કાકાએ તેનું નામ દીધું હતું ખરૂં, પણ હાલ હું એ ગૃહસ્થને મળી શકું તેમ નથી.

એક વિચિત્ર લાગણી દેવન્દ્રને ઉદ્ભવી પણ શાને માટે તે તે

સમજી શકયો નહિં. પરંતુ પાછળથી તે લાગણીને માટે તેણે ઇશ્વરનો મોટો ઉપકાર માન્યો.

તે બોલી ઉઠયો–શા માટે નહિં? કદાચ તે આપણને કંઈંક બાતમી આપી શકે. તમારા કાકાની હાલત તેને કહેવાની જરૂર નથી પણ જો હું તમારી જગાએ હોઉં તો તેને મળ્યાં શિવાય રહું નહિં.

નિર્મળા આથી નોકર તરફ ફરીને બોલી—ઠીક છે ત્યારે. તે ગૃહસ્થને બોલાવી લાવ.

થોડીજ વારમાં એક જાડો ઠીંગણો માણુસ ત્યાં આવી પહોંચ્યો. તેનો ભવ્ય ચહેરો દેવેન્દ્ર એકદમ ઓળખી શકયો. તેમજ બિહારીલાલે પણ દેવેન્દ્રને ઓળખી કાઢયો અને બોલ્યો—ઓહો દેવેન્દ્ર બાબુ! આપ અહીં ભેગા થઈ જશો એમ મેં ધાર્યું નહોતું.

પછી નિર્મળા તરફ ફરીને કહ્યું—દેવેન્દ્ર બાબુ અપશુકનની નીશાની છે. પણ હું ધારૂં છું કે અહીં તેનું આવવાનું કારણ એમ નહીં હોય.

આ સાંભળી નિર્મળા કંઈ પણ વિચાર કર્યા શિવાય બોલી ઉઠી— મારા કાકાપર જે આફત ગુજરી છે તેથીજ દેવેન્દ્રબાબુનું અહીં આવવાનું થયું છે.

તે આગળ બોલવા જતી હતી, પણ દેવેન્દ્રની આજ્ઞા યાદ આવવાથી વચમાંજ અટકી પડી.

દેવેન્દ્રે જાણ્યું કે હવે વાત છાની રાખવામાં માલ નથી ત્યારે તે બોલ્યો—ગઈ રાતે કોઈ બદમાસે કનૈયાલાલપર સખત હુમલો કર્યો છે, જેથી હજી પણ તે બેભાનજ છે. આ વાત અમે બહાર પાડવા માંગતા નથી.

બિહારીલાલ આ વાત સાંભળી કંઇક ભય મિશ્રીત ભાષામાં

બોલ્યો—આ માઠા સમાચાર છે. હું ધારૂં છું કે તેણે કીંમતી ચીજો ગુમાવી નહીં હોય—ખાસ કરીને પુતળું? પુતળાનું નામ સાંભળી નિર્મળાને કંઇક હસવું આવ્યું. તે બોલી—કોઇ પણ ચીજ ગયેલી માલમ પડતી નથી.

અને તે સેન્ડોનું પુતળું પણ સહી સલામત છે.

બીહારીલાલ જરા આગળ આવી બોલ્યો—ખાસ કરીને તે પુતળું ફરીથી એકવાર જોવા હું અહીં આવ્યો હતો. તમારા કાકા ખરેખર ઘણાજ ઉસ્તાદ છે. તેની સાથે લઢવામાં પુષ્કળ પૈસો જોઇએ. હાં પણ હવે હું તે જોવાને બીજી વખત આવીશ.

આમ કહી તે બારણા તરફ વળ્યો એટલે નિર્મળાએ તેને અટકાવ્યો.

તે બોલી—હું તે પુતળુ તમને બતાવી શકીશ. મેં તે ત્રિજોરીમાં મુક્યું છે. જરા થોભો. હું હમણાંજ તે લઇને આવું છું.

થોડીજ પળમાં નિર્મળા તેના નાજુક હસ્તમાં તે અજબ કારીગીરીનો નમુનો લઇને આવી.

બિહારીલાલ ઘણો ખુશ થયો અને ચસ્મા બરાબર કરવા લાગ્યો.

નિર્મળા બોલી—જોકે કાકા બેભાન અવસ્થામાં હતા, છતાં તેના એક હાથમાં તેણે આ અમુલ્ય ખજાનો મજબુત રીતે પકડી રાખ્યો હતો.

બીહારીલાલે તે પુતળું હાથમાં લીધું, અને એક પળ સુધી જોયા કર્યું. દેવેન્દ્ર આ બધું જોતો હતો, એવામાં તેણે બીહારીલાલની આંખોમાં આશ્ચર્યતાનો આવિર્ભાવ થયેલો જોયો. બીહારીલાલ એ ફલગમાંજ બારીના અજવાળા આગળ આવ્યો અને, પુતળા સામે ઘણીજ બારીકીથી જોવા લાગ્યો, પછી તે ત્યાંથી નિર્મળા અને દેવેન્દ્ર તરફ ફર્યો. તેની આંખોમાં સ્હેજ ગુસ્સાની છટા હતી.

તે બોલ્યો—શું આ તમને છાજે છે? શા માટે મને છેતરવાનો પ્રયત્ન કરો છો?

નિર્મળા આગળ આવી બોલી ઉઠી—શું તમને છેતરવાનો? તમે શું કહેવા માંગો છો તે હું સમજી શકિત નથી.

બિહારીલાલે પુતળાવાળો હાથ લંબાવ્યો પછી બોલ્યો—

મેં તમને દુનિયાનો જુનામાં જુનો ઉત્તમ કારીગરીના નમુનો બનાવવા કહ્યો ત્યારે તમે મને તેની બરાબર નકલ બતાવવા માંગો છો?

"શું 'નકલ"

ઉપલા શબ્દો દેવેન્દ્રના મુખમાંથી નીકળી પડયા. તે શબ્દોમાં સંતોષની છાયા માલમ પડતી હતી. બીહારીલાલ દેવેન્દ્ર તરફ ફર્યો અને જોવા લાગ્યો. પેલું નકલી પુતળું હલાવીને તે બોલ્યો—આ અસલ પુતળું નથી. સાધારણ આદમીને બતાવવાથી તે છેતરાઈ શકે પણ કનૈયાલાલ તેમજ બિહારીલાલને છેતરવા ઘણા મુશ્કેલ છે.

નિર્મળા અજાયબ થતી બોલી—શું એ અસલ પુતળું નથી? તમે ભુલ કરો છો. મારા કાકા કોઇ દિવસ નકલી માલના એટલા પૈસા આપેજ નહિં,

બિહારીલાલે ગંભીરતાથી જવાબ આપ્યો—જે પુતળું તમારા કાકાએ લીલાંઉમાંથી ખરીદયું હતું, તે અસલ હતું. મારી પોતાની આંખોએ મેં તે જોયું છે. તેણે ખરીદેલું પુતળું આ નથી. એ તો તેની આબાદ બનાવટ છે,

એકા એક તેને કંઇક લાગણી થઈ આવવાથી તેણે પુતળાની નીચેની બેઠક ઝાલીને બોલ્યો.

હમણાંજ આપણને માલમ પડશે—કે તે અસલ છે

કે બનાવટી ?

એટલું કહી તેણે તે બેઠક જોરથી ખેંચી એટલે તે નીકળી આવી એટલે માલમ પડયું કે પુતળાનો અંદરનો ભાગ તદ્દન નવોજ હતો.

બીહારીલાલ બોલ્યો—અસલ પુતળાને વરસો થઇ ગયા છે. જ્યારે આ તો ગઈ કાલેજ બનાવ્યું ન હોય તેમ લાગે છે.

નિર્મળાએ પોતાની આંખો દેવેન્દ્ર તરફ ફેરવી.

તેણે પુછ્યું—આનો શું અર્થ ?

દેવેન્દ્રે જવાબ આપ્યો—એજ કે આપણે આ ગૃહસ્થનો ઉપકાર માનવો જોઇએ કે જેણે ભેદની ચાવી ખોલી છે. જે બદમાસે તમારા કાકા ઉપર હુમલો કર્યો હતો તે ચોરી કરવાનેજ આવ્યો હતો.

તેણે તે પુતળું પોતાના હાથમાં લીધું.

પછી બોલ્યો—તમારા કાકા પર ધા કરવામાં આવ્યો, પછી નકલી પુતળું તેના હાથમાં આપી અસલ તે લઇ ગયો છે, તે અસલ પુતળું કે જેની કીંમત અગીયારસો !

બીહારીલાલે ડીટેક્ટીવ સામે જોઈ કહ્યું—તમારૂં કહેવું ખરૂં હશે પણ ચોર મુર્ખ હોવો જોઇએ કેમકે તે પુતળું દુનીયાના બધા ભાગમાં પ્રખ્યાત છે, જેથી તે તેને કદી વેચી શકશે નહિં.

નિર્મળા અને દેવેન્દ્રની નજર એક થઇ બેઉના હૃદયમાં એકજ લાગણી ઉદ્ભવી.

તે ધીમેથી બોલી—પ્યારેલાલ.

દેવેન્દ્ર પણ તેના મતને મળતો થયો.

દેવેન્દ્ર બીહારીલાલને એક બાજુએ લઇ ગયો અને પછી બોલ્યો...મારે તમારી પાસે એટલુંજ માંગી લેવાનું છે કે તમે જે શોધ કરી છે તે ખાનગી રાખજો. ચોરને એમજ જાણવા દો કે

તેની કરેલી યુકિત કોઇના જાણવામાં આવી નથી.

બીહારીલાલે જવાબ આપ્યો—મારી ઉપર તમે વિશ્વાસ રાખો હું એ વાત કોઇને જણાવીશ નહિ. પણ ખરેખર હું અહીં પુતળું જોવા આવ્યો તો સારૂં થયું કે ખરી બીના માલમ પડી આવી. '

દેવેન્દ્રે જવાબ આપ્યો—અમે તેને માટે આપના ઘણા આભારી છીએ. તમારી શોધે મારી તપાસનો છેડો મેળવી આપ્યો છે

બીહારીલાલે પુછ્યું—તમે ધારો છો કે તમે તેને પકડી શકશો.

આ શબ્દોથી દેવેન્દ્રની આંખમાં અજબ તેજ આવ્યું, તેના જડબાં એકમેક સાથે દબાયા.

તે બોલ્યો—હું તેને પકડવાને એક રસ્તો બાકી રાખીશ નહિં.

થોડીવાર પછી બીહારીલાલ ત્યાંથી ચાલ્યો ગયો.

નિર્મળા બોલી—તમારે પેલા બદમાશ પ્યારેલાલને પકડવાની ખાસ જરૂર છે. મને પકી ખાત્રી છે કે તે પુતળું લેવાને માટે મારા કાકાનું ખુન પણ કરાવી શકે.

દેવેન્દ્રે જવાબ વાળ્યો—તમારૂં કહેવું બરાબર છે. પણ આ કાવત્રામાં બીજો માણસ છે. જે માણસે આ યુકિત કરી છે તે પ્યારેલાલની નથી. હું તેને માટે સોગનપૂર્વક કહી શકું છું. એ યુકિત કોઇ અસાધારણ મનુષ્યના મગજની છે, કે જે યુકિત પાર ન પડવાથી હુમલો કરવાનો વખત આવ્યો હતો. તે મનુષ્યને મારે શોધવો છે. પ્યારેલાલ તો ફકત કુવામાના દેડકાની માફક છે.

નિર્મળાએ પૂછ્યું—તમે તેને કેવી રીતે પકડી શકશો.

દેવેન્દ્રે નકલી પુતળું બતાવી કહ્યું—આ નાનો મનુષ્ય મને તેમ કરવામાં મદદ કરશે.



# પ્રકરણ ૯ મું

## ત્રિભુવનનું સાહસ.

"નસીબ! તારી લીલા અજબ છે!" લક્ષ્મી ભુવન હોટલ આગળ આવી પહોંચતાં ત્રીભુવન બબડયો. દરવાજામાં પેંસતાજ એક નોકરને તેણે "કેશાલાલ"ના નામની બૅગને પગથીયા આગળ ઉભેલી એક મોટરમાં લઇ જતા જોયો હતો. તરતજ દેવેન્દ્રે આપેલી સુચના તેને યાદ આવી. કેશાલાલ ઉર્ફે આપણા મી૦ પ્યારેલાલ હોટલ છોડી જવાની તૈયારી કરતા હતા. તે જોઇ ત્રીભુવને વહેલા વહેલા પોતાની બેગ એક રૂમમાં મુકાવી અને ત્યાંથી તરતજ હોટલના ભવ્ય ઓટલા ઉપર આવી પહોંચ્યો. આ વખતે પ્યારેલાલની મોટર ચાલવાની તૈયારી કરતી હતી. એક નોકરને " સ્ટેશન, પાલમીરાસ ફ્રાસ્ટ ટ્રેન " શબ્દો બોલતાં તેણે સાંભળ્યું. પ્યારેલાલની મોટર સ્ટેશનની દિશામાં ચાલવા લાગી. વખત ગુમાવવાનો નહોતો. બીજી ભાડુતી મોટર ત્યાં ઉભેલી હતી. ત્રીભુવન તેમાં બેઠો અને શૉફરને સ્ટેશનની દીશામાં જવાનો હુકમ આપ્યો. આગલી મોટરની પાછળ ત્રીભુવનની મોટર જવા લાગી. રસ્તામાં તેણે ઉતાવળથી એક તાર લખી કાઢયો. જેવો તે સ્ટેશનપર આવી લાગ્યો કે તરતજ ટીકીટ ઓફીસ આગળ દોડયો ટીકીટ લેતા મુસાફરોની હારમાં તેણે પ્યારેલાલને જોયો. ત્રિભુવન તેની પાછળ પોતાની ટીકીટ લેવા ઉભો, તેણે પ્યારેલાલને પાલમીરાસની ટીકીટ લેતા સાંભળ્યો. તેણે પણ ફર્સ્ટ કલાસની ટીકીટ કઢાવી અને અને તાર ઓફીસ આગળ ગયો. ત્યાંના કલાર્કને તેણે તાર આપ્યો અને જેમ બને તેમ જલ્દી દેવેન્દ્રને પહોંચાડવા કહ્યું.

તેણે તારમાં જણાવ્યું હતું કે પ્યારેલાલ લક્ષ્મી ભુવન હોટલ છોડી ગયો છે, અને ત્યાંથી પાલમીરાસની ટીકીટ લીધી છે. એવામાં ગાર્ડે સીસોટી વગાડી અને ટ્રેન ઉપડી. ત્રીભુવન દોડતો સ્ટેશનના પ્લેટફોર્મ પર આવ્યો. એક નોકરે તેને માટે ફર્સ્ટ કલાસનું બારણું ખોલી નાંખ્યું એટલે તે અંદર ચઢી બેઠો અને અંદર જોયું તો તેની સામે-નીજ બેઠક પર પ્યારેલાલ પેપર વાંચતો બેઠો હતો. ત્રિભુવને પોતાની ટોપી ઉતારી અને પરસેવો લુંછવા લાગ્યો.

તેણે વિચાર્યું—મારા મિત્ર! તે લક્ષ્મી ભુવન હોટલ છોડવાની આટલી બધી ઉતાવળ કેમ કરી? ફાવે તેમ હોય પણ હવે તો હું બરાબર તારી પાછળ પડીશ. તું કયાં ઉતરે છે તે ઠેકાણું પછી દેવેન્દ્ર બાબુને તારથી જણાવીશ.

જે ગાડીમાં તેઓ બેઠા તે ગાડી બે કલાકમાં પાલમીરાસ સ્ટેશન પર આવી પહોંચી હતી. એથી જયારે ગાડી બાર વાગે ત્યાં આવી પહોંચી કે ત્રીભુવન જલ્દી ઉતરી પડયો અને લોકના ટોળામાં ભળી ગયો. છતાં તેની નજર પ્યારેલાલ પરજ હતી. પ્યારેલાલ બહાર નીકળવાની ઉતાવળમાં નહોતો તે પ્લેટફોર્મ પર આમ તેમ ફરતો હતો એવામાં એક ઉંચો મનુષ્ય કે જેણે ખલાસીનો ડ્રેસ પહેર્યો હતો તે પ્યારેલાલ પાસે આવ્યો અને તેને સલામ કરી. બેઉની વચ્ચે થોડી વાતચીત થઇ. પછી બેઊ જણા સ્ટેશનની બહાર આવ્યા અને પાલમીરાસ બંદર તરફ ચાલવા લાગ્યા. આપણો મિત્ર પણ તેઓને શંકા ન આવે તેમ તેમની પાછળ જવા લાગ્યો. થોડીજ વારમાં તેને ખબર પડી કે તેઓ કયાં જતા હતા. પ્યારેલાલ બંદરના કીનારા પર આવ્યો અને પગથીયાની નીચે ઉભેલી એક નાની સ્ટીમ લોન્ચમાં જઇને બેઠો. અંદર બીજા બે ખલાસીઓ હતા પેલો ઉંચો

મનુષ્ય પછી તેમાં બેઠો. અને તે નાની લોન્ચ દરીયાના મુખ તરફ જવા લાગી. આ જોઈ ત્રીભુવનના મુખપર નીરાશા વ્યાપી ગઇ.

દુર જતી લોન્ચતરફ જોઇ તે બબડયો—હવે વાત હાથમાંથી ગઈ. હવે મને સુઝ નથી પડતી કે તેની પાછળ મારે કેવી રીતે જવું? દુર નજર કરતાં તેને જણાયું કે એક સફેદ રંગેલી નાની સ્ટીમર ત્યાં લંગર કરીને ઉભી હતી. તેના સઢ વગેરે જોઇને માલમ પડતું હતું કે તે ઘણી જલ્દી માર્ગ કાપતી હોવી જોઇએ. પેલી નાની લૉન્ચ તે સ્ટીમર તરફ ગઈ, એટલે ઉપરથી દોરડાનો દાદર ઉતારવામાં આવ્યો, જેપર ચઢી પ્યારેલાલ સ્ટીમરમાં ગયો અને અદ્રશ્ય થયો. પેલો ઉંચો મનુષ્ય પણ તેની પાછળ ગયો. પછી પેલી લૉન્ચ પાછી કીનારા તરફ આવવા લાગી. જેવી તે પગથીયા આગળ આવી કે એક ખલાસી પગથીયા ચઢીને ઉપર આવ્યો. ત્રિભુવને તેની સાથે ઓળખાણ કરવાના હેતુથી ડોકુ ધુણાવ્યું અને બોલ્યો—પેલી દુર દેખાતી સ્ટીમર ઘણી મજાની લાગે છે!

ખલાસીએ જવાબ આપ્યો—હા, એ કંઇ ખરાબ નથી.

આટલું કહી આગળ ચાલવા લાગ્યો એટલે આપણો મિત્ર પણ તેની સાથે ચાલવા લાગ્યો.

તેણે પુછ્યું—તેની ઘણી કીંમત બેઠી હશે, નહિં વારૂ?

ખલાસીએ હસ્તા જવાબ આપ્યો—હું અને તું કદાચ રળી રળીને મરી જઇએ તો પણ એવી સ્ટીમર ખરીદવાને પૈસો પેદા કરી શકાય તેમ નથી.

ત્રીભુવને નીસાસો નાંખતો હોય તેમ ઢોંગ કરીને ફરી પુછ્યું. તારૂં કહેવું સત્ય છે મારા મિત્ર.

ખલાસી ત્રિભુવન સાથે સ્ટેશન તરફ જવા લાગ્યો. તેણે જાણ્યું

કે ત્રીભુવન સ્ટીમરની કીંમતથી અજાયબ થયો છે તેથી વધારે અજા-યબીમાં નાંખવા તે બોલ્યો—તું જાણે છે કે ફક્ત બેજ દીવસમાં અમે કોલંબોથી અહીં સુધી તે નાની સ્ટીમરમાં આવી પહોંચ્યા છીએ ?

ત્રિભુવને બરાબર પાઠ ભજવ્યો—હેં બેજ દિવસમાં આટલે લાંબેથી ?

ખલાસીએ જવાબ વાળ્યો—હા, તેની મશીનરી એવી તો મજાની છે કે જાણે ઘડીયાળજ જોઈ લેવી.

ત્રિભુવને પૂછ્યું—ખરેખર કેટલી બધી કીંમતી હોવી જોઇએ ?

ખલાસીએ કહ્યું—કીંમત ઘણી છે. પણ અમારા શેઠ પાસે તેથી પણ વધારે પૈસો છે. તેં તેને જોયો કે નહિં ?

ત્રીભુવને કહ્યું—હા, મેં તેને જોયો છે. તે એટલો બધો પૈસા-વાળો હોય એમ તેના ચહેરા પરથી માલમ પડતું નથી.

ખલાસી હસ્યો અને બોલ્યો—જેની પાસે પુષ્કળ પૈસા હોય તે કંઇ બધા ચહેરાપરથી ઓળખા શકાતા નથી. હાં, પણ તે આટલો જલ્દી આવી પહોંચશે એમ અમે ધાર્યું, નહોતું આજે સવારે અમને તેનો તાર મળ્યો જેથી અમારે ઉતાવળ કરવી પડી છે.

ત્રિભુવને વિચાર્યું—ત્યારે પ્યારેલાલે કલકત્તા આટલું જલ્દી છોડયું તે તે આગળથી જાણતો હોવો જોઇએ નહિ.

ત્રિભુવને ખલાસીને પુછ્યું—તે સ્ટીમરનું નામ શું ?

ખલાસીએ ધીમે રહીને કહ્યું—જો, પાલમીરાસમાં તો અમે તેને "સ્ટીમર કોલંબો" કહીએ છીએ. અને કોલંબોમાં અમે તેને કયાં નામથી ઓળખીએ છીએ તે જાણવાનું તારૂં કામ નથી.

આ જવાબથી ત્રીભુવનને લાગ્યું કે ખલાસીને કંઇક શંકા આવવા લાગી છે, તેથી તે હોંશીઆર જુવાને વાત બદલી. તે ખલા-

સીથી જુદો પડયો અને એક ગલીમાં ગયો. તાર ઓફીસમાં જવાનું તેનું મુખ્ય કામ હતું જેથી તે ત્યાં ગયો, અને નીચે પ્રમાણે દેવેન્દ્ર પર તાર કર્યો.

પ્યારેલાલ તેની ખાનગી સ્ટીમર "કોલંબો" કે જે પાલમીરાસ બંદરમાં લાંગરેલી છે, તેમાં છે, મારે શું કરવું તે બંદરની પોસ્ટ ઓફીસ મારફત તરતજ જણાવો."

તાર મુકી તે નજદીકની હોટલમાં ગયો અને બીસ્કીટનું એક પાકીટ ખરીદ્યું. ત્યાંથી તે પાછો કીનારા તરફ આવ્યો, અને એક એકાંત જગ્યા પસંદ કરી, તેમજ દરીયામાં નજર રાખી બીસ્કીટ ખાવા લાગ્યો.

તેણે વિચાર્યું—તે બદમાશને આટલા જલ્દીથી નાશી જવાનું શું કારણ હશે.

× × × ×

તેનું મુખ્ય કારણ બહાદુરસિંહના ભયનું હતું. તે દિવસે સવારે જયારે તે બીછાનામાં સુતેલો હતો, ત્યારે ઓચીંતી પાસે પડેલા ટેલીફોનની ઘંટડી વાગી. તે તેની પરવા કરત નહિં પણ અવાજ ઓળખતાંજ તે પથારીમાંથી એકદમ બેઠો થયો, અને સાંભળવા લાગ્યો. થોડું સાંભળી તેણે સવાલ કર્યો—શું કનૈયાલાલને તમે મારી નાંખ્યો છે?

જવાબ આવ્યો—હા, પણ તમને કોઈ જાતની ઇજા પહોંચવાની નથી. મારી પાસે તે કીંમતી પુતળું આવ્યું છે અને તે હું તમને આપવા માંગું છું. બોલો કયારે આવું?

પ્યારેલાલના હાથ ધ્રુજવા લાગ્યા. આગલી રાતે તે જરા પણ ઉંઘ્યો ન હોતો કારણ કે નિર્મળાના સહવાસમાં તે આવ્યો હતો.

નિર્મળાએ જાણ્યું હતું કે તે કલકત્તામાં છે. બીજું કારણ એકે કનૈયાલાલનું ખુન થયું છે. આથી તે બેઉ તરફથી ફસાયો હતો.

બહાદુરસિંહે ફરીથી યંત્રદ્વારા પુછ્યું—હું કયારે તે પુતળું આપવા આવું ?

પ્યારેલાલે તરતજ વિચાર કર્યો, ફાવે તેમ હોય પણ હવે તે પેલું પુતળું રાખી શકે તેમ નહોતું. તેની લુચ્ચાઇ તેની મદદે આવી તેથી અવાજ સ્થીર કરી જવાબ આપ્યો—આજે સાંજના ચારેક વાગે આવજો. હું તમારે માટે થોભીશ. "ઠીક" એટલો અવાજ સંભળાયો અને પ્યારેલાલ પાછો પથારીમાં પડયો.

તે બબડયો—આ દેશમાંથી મારે જલ્દી જતા રહેવું જોઇએ, જો તેણે બહાદુરસિંહ પાસે બધી બાતમી મેળવી હોત તો તેને માલમ પડત કે બદમાસે કેવી યુકિત રચી હતી. તે જાણતો નહોતો કે તેને માટે એક નકલી પુતળું બનાવવામાં આવ્યું હતું. તેના મગજમાં હવે એકજ વિચાર ચાલતો હતો. દેશમાંથી નાશી છુટવું !

આ પ્રમાણે તે લક્ષ્મીભુવન હોટલમાંથી નાશી આવ્યો હતો અને પોતાની ખાનગી સ્ટીમર "કોલંબોમાં એક રૂમમાં પોતાના મોટા ખલાસી સાથે વાત કરતો બેઠો હતો.

ખલાસીએ કહ્યું—આપણી પાસે જવાને પુરતાં લાકડા અને તેલ નથી. મેં ધાર્યું નહોતું કે તમે આટલા જલ્દી આવી પહોંચશો, જેથી ઘણા આદમીઓ સ્ટીમર સાફ કરવામાં રોકાયા હતા. તેલની ટાંકી પણ ખાલી થઈ ગયેલી છે.

પ્યારેલાલ મક્કમ અવાજે બોલ્યો—તમારે તે ભરવી પડશે. હું આજે રાતનાજ આ બંદર છોડી જવા માંગું છું. ખલાસીએ દાઢીએ હાથ લગાડયો.

થોડો વખત રહી તે બોલ્યો—મદ્રાસ સુધી જઈ શકાય એટલો બંદોબસ્ત આજે થઇ શકે એમ છે.

પ્યારેલાલે જવાબ આપ્યો—તે ચાલશે. જ્યાં સુધી જઇ શકાય ત્યાં સુધી પણ આ બંદર એકદમ છોડવાની ખાસ જરૂર છે.

આ બાજુ ત્રીભુવને નજર કરી તો સ્ટીમરમાં કંઇક ચળવળ થતી હોય તેમ તેને દેખાયું. નાના મછવાઓને પાણીમાં ઉતારવામાં આવ્યા જે કીનારા તરફ આવવા લાગ્યા. એવામાં કિનારા પર લાકડા અને પેટ્રોલથી ભરેલા પીપના ગાડાં પણ આવી પહોંચ્યાં. તેમાંનો માલ કીનારાપર ખાલી કરવામાં આવ્યો કે જે માલ "કોલંબો" માં ચઢાવવાનો હતો.

ત્રીભુવન બબડયો—હવે તો ખરીજ વાત છે કે તે આ બંદર છોડી જશે. હવે મારે શું કરવું ? તે ત્યાંથી ઉઠયો અને પોસ્ટ ઓફીસમાં ગયો. સાંજના પાંચ વાગી ગયા હતા, છતાં દેવેન્દ્ર તરફથી કંઈ સંદેશો આવ્યો નહોતો. આથી જેવો તે પાછો ફરતો હતો, એવામાં તારના યંત્રના શબ્દ તેના કાનપર પડયા અને પોતાનું નામ પારખી શકયો . તે આ યંત્રનો ઉપયોગ સારી રીતે કરી જાણતો હતો. જેથી જ્યાં સુધી સંદેશો સંભળાયો ત્યાં સુધી બારીને અઢેલીને ઉભો રહ્યો. સંદેશો પુરો થયો કે તેણે ચાલવાં માંડયું. સંદેશો લેનાર એક સત્તર વર્ષની છોકરી હતી. તેણે નીચે મુજબનો સંદેશો લીધો હતો.

" ત્રીભુવન. બંદરની પોષ્ટ ઓફીસ.

બાલમીરાસ.

છોડતો નહિં. આજે રાત્રે આવી મળીશ.

દેવેન્દ્ર.

ત્રીભુવનને પાછો જતો જોઇ, તે બાળા બોલી—ઉભા રહો. તમારે

માટે તારનો સંદેશો આવ્યો છે. તે જાણુતી નહોતી કે તે સંદેશો તેના જાણવામાં અગાઉથીજ આવી ગયો હતો.

ત્રિભુવને હસ્તે ચહેરે જવાબ આપ્યો—આપનો ઉપકાર માનું છું. પણ સંદેશો મેં સાંભળ્યો છે.

તે પાછો કિનારા તરફ આવ્યો અને ફરીથી પેલી સફેદ સ્ટીમર તરફ જોવા લાગ્યો.

તે બબડયો—છોડતો નહિં. કેમ! કહેવા કરતાં કરવું મુશ્કેલ છે. કદાચ સ્ટીમર ચાલુ મુકે તો મારાથી કંઈ તેની પાછળ જઈ શકાય તેમ નથી.

---

# પ્રકરણ ૧૦ મું.

## ત્રિભુવનનું સાહસ (ચાલુ) બંબગોળો.

લગભગ સાંજના સાતેક વાગ્યાનો સુમાર થવા આવ્યો હતો. દરીયાની સપાટીપર કેટલાંક વહાણોમાંથી દીવા સળગતા માલમ પડતા હતા. ત્રીભુવન ધીમે ધીમે જ્યાં પેટ્રોલના પીપ ગોઠવવામાં આવ્યા હતા ત્યાં આવ્યો. બીજો માલ "કોલંબો" પર ચઢી ચુકયો હતો. ફક્ત પીપ લઈ જવા બાકી રહ્યા હતા. ત્રીભુવન ઉંડા વિચારમાં પડયો હતો એવામાં દુરથી નાની લોન્ચના મશીનનો અવાજ તેના કાને આવ્યો. તેણે જોયું તો તે લોન્ચ કિનારા તરફ આવતી હતી.

નિરાશાપુર્વક તે બબડયો—લોન્ચ હવે બાકી રહેલા પેટ્રોલના પીપ લેવા આવે છે. જ્યારે તે કામ ખલાસ થશે, એટલે જાણવું કે પ્યારેલાલને છેલ્લા રામ રામ.

તેણુ તે લોન્ચનો અવાજ થોડી પળ સાંભળ્યો એવામાં તેના મગજમાં એક સાહસિક વિચાર આવ્યો, કે જે વિચારથી તે પાછો ડગ્યો નહિં.

દાંત કચકચાવી તે બબડયો—હવે એજ છેલ્લી આશા છે. દેવન્દ્ર બાબુએ મને પ્યારેલાલને છોડવાથી મનાઈ કરી છે, અને તે હુકમ હું મરતાં સુધી માથે ચઢાવ્યા શિવાય રહેવાનો નથી. આમ વિચાર કરી તરતજ તે પગથીયા ઉતરવા લાગ્યો, અને પાણીમાં ડુબકી મારી થોડી વાર તર્યા પછી કીનારાની દિવાલમાં વહાણના દોરડા બાંધવાને રાખેલી લોખંડની કડી આગળ આવી પહોંચ્યો, એને મજબુતીથી એક હાથે પકડી રાખી. તેનું આખું શરીર પાણીમાં હતું. ફકત તેનું માથુંજ ઉપરના ભાગમાં હતું. આખરે પેલી લોન્ચ પગથીયા આગળ આવી પહોંચી એમાંનો એક આદમી પગથીયા પર કુદી પડયો, અને થોડે દુર પગથીયા સાથેની લોખંડની કડીમાં દોરડું ભેરવવા લાગ્યો. ત્રીભુવન દાદરની પાછળ હોવાથી કોઇ તેને જોઈ શક્યું નહિં. એવામાં કિનારાપરથી અવાજ આવ્યો—અલ્યા! ઉપર આવ. અને આ પીપ અંદર ઉતારવામાં મદદ કર. આખો દિવસ કામ કરીને હું તો લોથપોથ થઇ ગયો છું.

લોન્ચમાંનો બીજો આદમી બોલ્યો—હું પણ આવું કે ?

ત્રિભુવને બન્ને ખલાસીને પગથીયા ચઢતા જોયા, અને થોડીજ વારમાં પીપ એક પછી એક લોન્ચમાં ઉતરવા લાગ્યા. તે પીપને દોરડાના આધારથી ઉતારવામાં આવતા હતા. થોડીવારમાં લોન્ચનો વચ્ચેનો ભાગ પીપથી ભરાઇ ગયો. ત્રિભુવને આગળથી કીનારા પરના પીપ ગણી જોયાં હતાં. બધાં મળીને ચાળીસ પીપ હતાં. જ્યારે પાંત્રીસમું પીપ નીચે ઉતારવામાં આવ્યું ત્યારે તેણે વિચાર કર્યો કે હવે વખત આવી લાગ્યો છે, તે જે કડી પકડીને તરતો હતો. તે તેણે છોડી દીધી

અને પગથીયા આગળ આવી પહોંચ્યો, લોન્ચને સીધા રાખવા જે દોરડું કડીમાં ભેરવવામાં આવ્યું હતું તેનો ગાંઠ તેણે ઢીલો કરી નાંખ્યો અને પાછો લોન્ચના મુખ આગળ આવી પાટીયું પકડીને ઉભો રહ્યો. એવામાં અવાજ આવ્યો "ધુમ" ત્રિભુવને છત્રીસ ગણ્યા. તેણે મજબુતીથી લોન્ચનો આગલો ભાગ પકડી રાખ્યો હતો, જેથી તે ખસી શકે નહિં. સાડત્રીસમું પીપ પણ પડયું, એવામાં ફરી અવાજ આવ્યો. ત્રીભુવને હવે આડત્રીસમું ગણ્યું. ચાળીમાં ફકત બેજ બાકી રહ્યા હતા. એવામાં પાણીમાં પડવાનો કંઇક અવાજ આવ્યો.

ખલાસી બોલી ઉઠયો—કીનારાપરના દોરડાનો છેડો પાણીમાં પડી ગયો છે.

બીજો બોલ્યો—મરવા દે એ કામને, બીજુ દોરડું હોય તો અલ્યા તપાસ કરો.

ત્રીભુવને જાણ્યું નહોતું કે આવી ઉમદા તક મળશે. તેણે તે તકનો ઉપયોગ કરી લીધો. હજી બે પીપ બાકી રહ્યા હતા પણ તેની તેણે દરકાર કરી નહિં.

ખલાસીઓને બીજા દોરડાની શોધને માટે કીનારાપરથી જતા સાંભળ્યા. તેઓ ગયા કે તરતજ ત્રીભુવને કીનારાની થડમાંથી જોર કરી લોન્ચને જરા આગળ ધકેલી. જેવું લોન્ચનું મુખ બરાબર દરીયાની સામે થયું કે તેણે પોતાના બે હાથ વડે લોન્ચનો છેડો બરાબર પકડી રાખ્યો, અને પગ કીનારાની દીવાલને ટેકવ્યા. પછી પોતાનામાં જેટલું બળ હતું તેટલું અજમાવી લોન્ચને સખત આંચકો માર્યો, અને તેમાં કુદી પડયો. તેના આંચકાથી લોન્ચ પાણીમાં લગભગ વીસેક ફુટ દુર જતી રહી. લોન્ચમાં કુદી પડયા પછી તેમાં રાખેલા મશીન આગળ તે આવ્યો.

આ વખતે ભરતી હતી, જેથી લોન્ચ દરીયામાં આગળ ને આગળ વધવા લાગી. લગભગ ત્રણેક મીનીટ ગઇ હશે પણ અંધારાને લીધે કીનારા પરના ખલાસીમાંથી કોઇએ બુમ મારી નહિં, લોન્ચ હવે કીનારાથી લગભગ પચાસેક વાર દુર ગઈ હતી, એટલે ત્રીભુવને પોતાની છેલ્લી યોજના અમલમાં લાવવાની શરૂઆત કરી. તેની એડકની નીચે રૂનો ગાભો પડયો હતો, તેનું તેણે લાંબુ દોરડું કર્યું, તે તેણે પોતાની બાજુમાં મુકયું અને પછી મશીનમાં તેલ નાંખવાની ટાંકીનું ઢાંકણું ઉઘાડયું. ઢાંકણું ઉઘડયું કે તેણે પેલું રૂનું દોરડું પેટ્રોલમાં બોળ્યું. આમ કરતા તે બબડયો—હવે જો દીવાસળી ભીંજાવાથી સળગશે નહિં, તો બાજી રદ જશે.

આટલું કહી તે ત્યાંથી ઉઠયો અને જ્યાં બધા પીપ ગોઠવવામાં આવ્યા હતા ત્યાં ગયો. એક પીપ ઢગલામાંથી ગબડાવી તેનું ઢાંકણું ઉઘાડયું. પછી પેલા દોરડાનો એક છેડો પેટ્રોલના પીપમાં રાખ્યો અને બીજો લોન્ચની બાજુમાં રાખ્યો, એક પળ ગઇ અને દીવાસળીનો ચમકારો થયો, તરતજ તેણે બહાર રાખેલા છેડાને જયોત લગાડી, અને એકદમ લોન્ચમાંથી પાણીમાં કુદી પડયો, અને અંદર ઘણુજ બળથી કીનારા તરફ આવવાને તરવા લાગ્યો.

"બુમ" તેના કાને હુરુગોળાનો અવાજ આવ્યો. તેને લાગ્યું કે દરીયાનું પાણી તેની આસપાસ વીંટાઇ ગયું છે છતાં તેણે ઘણાજ બળથી આગળ ને આગળ ધસવા માંડયું. તેણે હવે પોતાનું ડોકું બહાર કાઢયું અને લોન્ચ જયાં હતી, ત્યાં નજર કરી તો આકાશમાંથી બળતા લાકડાની ચીંગારીઓ દરીયામાં પડતી હતી. ધીમે ધીમે અંગારીએ દેખાતી બંધ થઇ એટલે તેણે અધંારામાંનજર કરી. લોન્ચ અને તેમાંના પીપ કશું દરીયાની સપાટી પર મળે નહિં. પોતાની યુકિત આબાદ નીવડી

તેથી તે થાકેલો યુવાન ખુશ થયો. કીનારા પર તેણે અવાજ સાંભળ્યા અને તે તરફ જોયું, તો ગાંડા માણસની માફક બે મનુષ્યો પગથીયાં પર જણાતા હતા.

તે બબડયો–હવે પ્યારેલાલથી આજેને આજે જઇ શકાય તેમ નથી. મેં મારૂં કામ બજાવ્યું છે. બાકીનું હવે દેવેન્દ્ર બાબુ કરી લેશે.

લોન્ચમાંના અકસ્માતથી કીનારા પર લોકોની ભારે ઠઠ જામી હતી. તેમજ બંદરના બીજા વહાણોમાંથી પણ અકસ્માતસુચક ભુંગળા વગાડવામાં આવ્યા હતા. આ ધમાલમાં ત્રીભુવન કીનારા તરફ તરતો જતો હતો, તે કોઇએ જાણ્યું નહિં. તેણે તે રાતે ઘણું અગત્યનું કામ બજાવ્યું હતું.

પેલી તરફ "કોલંબો" પરથી પ્યારેલાલ અને વડો ખલાસી ડેક પર ધસી આવ્યા હતા.

પ્યારેલાલ બોલ્યો–હું ખાત્રીથી કહું છું કે તે આપણીજ લોન્ચ હતી. મુર્ખાઓએ બાજી ધુળધાણી કરી નાંખી છે, અને બળતણનું સત્યાનાશ વાળ્યું છે.

વડો ખલાસી બોલ્યો–તેઓ જો લોન્ચમાં હશે તો, જવાબ આપવાને જીવતા રહેવાનો નથી.

આમ કહી તેણે બીજા ખલાસીઓને બોલાવ્યા અને બીજી લોન્ચ પાણીમાં ઉતારવા હુકમ આપ્યો.

પ્યારેલાલ ગુસ્સાથી પોકારી ઉઠયો–એવકુફોએ આજે રાત્રે જતા આપણને અટકાવ્યા છે.

ખલાસીએ જવાબ આપ્યો–હા, સત્ય છે. પણ બાર કલાક મોડું થશે તો ઘણો ફેર પડશે નહિં, કારણકે સવારમાં તો આપણે બીજી ગોઠવણ કરી શકીશું.

પ્યારેલાલ આ જવાબથી વાઘની માફક ઘુરકયો—અરે એ બાર કલાકમાં તો દુનિયા ઉથલપાથલ થઇ શકે એની તને ખબર છે?

પ્યારેલાલનું કહેવું સત્ય હતું. તેની અને તેના મળતીયાની વચ્ચે એ બાર કલાકનુ અંતર ઘણું ભયકારક થવાનું હતું જે આપણે બીજા પ્રકરણમાં વાંચીશું.

# પ્રકરણ ૧૧ મું.

## હૅાંગહૅાની મદદ—ચંગલુ.

" ઓહો દેવેન્દ્ર બાબુ ! કઈ આફત તમને અહીં સુધી ખેંચી લાવી છે ?" એક વૃદ્ધ મનુષ્યે તેના સામુ જોઇ હસ્તે મુખડે પુછ્યું. દેવેન્દ્ર ટેબલને અઢેલીને ઉભો અને બોલ્યો—હું તમને ખાસ મળવા માટે અહીં સુધી આવ્યો છું, હૅાંગહો. મને યાદ છે કે ઘણા વખત પહેલાં તમે મને કોઇપણ વખતે મદદ આપવા વચન આપ્યું છે.

હૅાંગહોએ જવાબ આપ્યો—બરાબર છે. તમે મારા છોકરાને એક આફતમાંથી બચાવ્યો હતો, તે હું કંઈ ભૂલી ગયો નથી. દેવેન્દ્રે એક નાનુ પારસલ ટેબલપર મુકતા કહ્યું—ઠીક ત્યારે આ વખતે તમે મને મદદ કરી શકો તેમ છો. લોકોમાં એવી વાત થાય છે કે તમે ધાતુને મેળવવામાં અને તેને હરેક પ્રકારના રૂપ આપવામાં આખી દુનિયામાં મશહુર છો, અને મારૂં માનવું પણ તેમજ છે.

હૅાંગહોનો ચહેરો આ સાંભળી પ્રફુલીત થયો. વૃદ્ધ ઉમ્મર હોવા છતાં તેનો ચહેરો મનોહર લાગતો હતો. તેણે હિંદુસ્તાનમાં લગભગ ત્રીસ વર્ષ ગાળ્યા હતા, અને તે દરમ્યાન તેણે ખાત્રી કરી આપી હતી

કે તે ઘણોજ મહેનતુ, હોંશીઆર અને પ્રમાણીક હતો. ઘણું ખરૂં તે કલકત્તામાંજ રહેતો હતો. પરંતુ હાલ તે નજદીકના ગામડામાં પડેલો હતો.

પારસલ સામે જોતાં તે બોલ્યો—દેવેન્દ્ર બાબુના મુખમાંથી આવા શબ્દો નીકળવાથી હું મને ભાગ્યશાળી માનું છું. દેવેન્દ્રે તે બનાવટી પુતળાનું પાર્સલ છોડ્યું અને પુતળાને હૅાગ હોની નજદીકમાં મુક્યું.

પછી તેણે પુછ્યું—આ પુતળું કોણે બનાવ્યું છે?

ઉપલા પ્રશ્નનો ઉત્તર કોઇથી આપી શકાય તેમ ન હોતું, પણ દેવેન્દ્ર તે બુઢ્ઢાની અજાયબ શક્તીને સારી પેઠે જાણતો હતો. જ્યારે જ્યારે મોટા શહેરોમાં ઝવેરીઓને કારીગરોની ખોટ પડતી. ત્યારે તે લોકો હૅાગ હોને લખી જણાવતા જેથી પોતાના હાથ નીચેના શીખેલા જુવાનોને તે મોકલી આપતો. તે જુવાનો એવાતો કેળવાયલા હતા કે ધીમે ધીમે તેનું નામ મશહુર થઈ ગયું. તેનામાં એવી અજાયબ શક્તિ હતી કે અમુક ચીજ ક્યા દેશમાં બની છે, તે તરત કહી આપતો. દેવેન્દ્રનો ઉપલો સવાલ સાંભળી તેણે પેલું પુતળું હાથમાં લીધું અને ચશ્મા બરાબર ચઢાવી બારીકીથી જોવા લાગ્યો.

તે બોલ્યો—ઘણીજ સુંદર કારીગીરી! મારા ધારવા પ્રમાણે કોઇ અસલ ચીજની નકલ કરવામાં આવી છે કે જે અસલ નમુનો ઘણોજ જુનો હોવો જોઇએ.

દેવેન્દ્રે સંતોષ દર્શાવી કહયું—બરાબર છે એક સેન્ડોના જુના પુતળાની તે નકલ છે.

હૅાગ હોએ પુતળું આજુ બાજુ ફેરવ્યું અને બોલ્યો—જે માણસે આ નકલ કરી છે તેને ધાતુ મેળવવાનું સારૂં જ્ઞાન હોવું જોઇએ.

ખરેખર એ માણુસ ઘણોજ હોંશીયાર હોવો જોઇએ.

તેણે તે પુતળું ઉપરથી ઝાલ્યું અને નીચેની બેઠક ઢીલી કરી. તેની આંખો પુતળાની અંદરના ભાગમાં એક પળ ઠરી, પછી તે હસ્તા ચહેરે બોલ્યો—એ બનાવનાર કોઇ યુવાન હોવો જોઇએ કે જેને પોતાના કામ માટે અભિમાન થયેલું છે.

દેવેન્દ્ર આનો અર્થ બરાબર સમજ્યો નહિ.

બુઢ્ઢાએ આગળ ચલાવ્યું—અભિમાન એટલે સુધી કે તે પોતાનું નામ કોતરવા પણ ચુકયો નથી.

" અશકય " દેવેન્દ્રના મુખમાંથી શબ્દ નીકળ્યો. તરતજ તે આગળ ધસી આવ્યો, જે જોઇ બુઢ્ઢાને હસવું આવ્યું.

તે બોલ્યો—જરા થોભો એટલે મારૂં કહેવું સાબીત કરી આપીશ. ટેબલ પરથી તેણે એક અણીદાર હથીયાર લીધું, તે તેણે પુતળાના અંદરના ભાગમાં જોરથી ઘોંચ્યું અને હથીયાર પાછું ખેંચ્યું. તેની સાથેજ અંદરથી એક ગાબડું નીકળી આવ્યું કે જેના ઉપર નાના અક્ષરોનું લખાણ સાફ માલમ પડતું હતું. એક પળ દેવેન્દ્ર આ જોઇ રહ્યો. તેણે અક્ષરો ઓળખ્યા. તે ભાષા ચીન દેશની હતી કે જે તે જાણતો નહોતો.

બુઢ્ઢાએ કહ્યું—જરા સબુર, હું તમને તેની સમજ પાડું.

" ચંગલુ—તેનું કામ—સને ૧૯૦૮"

બુઢ્ઢાએ દેવેન્દ્રને કહ્યું.

ચંગ લુનું અભિમાન આખરે બહાર પડયું હતું, તેને ખબર નહોતી કે આટલી ટુંક મુદતમાંજ તેનું નામ બહાર પડશે.

દેવેન્દ્રે બીજો પ્રશ્ન પુછયો—કલકત્તામાં ચંગલુ મળી શકશે ખરો કે ?

હૅાંગ હોએ પાટીયા પરની ચોપડીઓ તરફ આંગળી બતાવી. અને કહ્યું—પેલી ચોપડી લાવો. બનતા સુધી એ યુવાન મારા હાથ નીચે શીખીને ગયો છે. જો તેમ હશે તો મેં તેને કયાં નોકરી અપાવી છે તે માલમ પડશે.

દેવેન્દ્રે ચોપડી લાવી આપી એટલે તેણે તેના પાના ઉથલાવવા માંડયા.

તે દરમ્યાન દેવેન્દ્ર બોલ્યો—ગરીબ યુવાનોને ધંધાએ લગાડવા તમે ઘણીજ મહેનત લીધી છે.

હૅાંગહોએ જવાબ આપ્યો—હિંદુસ્તાન મારે માટે સારૂં છે જેથી તેની અંદર હોંશીયાર મનુષ્યો થાય, એમાં હું મગરૂર થાઉં છું. જો મનુષ્ય હોશીયાર હોય, અને પરદેશ જાય તો પણ કીર્તિ તો હિંદુસ્તાનનીજ થવાની.

દેવેન્દ્રે કહ્યું—સત્ય છે. હિંદુસ્તાનમાં પ્રમાણીક અને સાહસીક મનુષ્યને માટે પુષ્કળ જગ્યા છે, જેવા કે તેમ પોતે.

હૅાંગ હોએ જવાબ વાળ્યો—હું એવું ઇચ્છું છું કે પરમાત્મા ! તમારા કીર્તિવંત દેશમાં મારો અંત લાવે. એ દેશમાં મારો જન્મ થયો નથી, એ દોષ કંઈ મારો નથી. બલ્કે આ દેશમાં જન્મ પામવાથી મનુષ્ય પોતાની જીંદગીને સફળ માની શકે.

એવામાં તે જે નામની તપાસ કરતો હતો, તે મળી આવ્યું, તે બોલ્યો–મારૂં કહેવું બરાબરજ હતું. આ રહ્યું તે નામ. દેવેન્દ્રે ગજવામાંથી નોટબુક ખેંચી કાઢી.

તે બોલ્યો–મને જો તેનું સીરનામું આપશો તો આપનો આભાર માનીશ.

હૅાગહોએ પોતાની આંખ દેવેન્દ્રના તીવ્ર ચક્ષુઓ સામે ફેરવી અને

પછી પુછ્યું—મારા ધારવા પ્રમાણે એ મનુષ્યે કંઈ ગુનો તો નહિં કર્યો હોય?

દેવેન્દ્રે માથુ ધુણાવી જવાબ આપ્યો—ના એને માટે બેફીકર રહો; ચંગ લુએ એવું એક પણ કામ કર્યું નથી કે જેથી તે કાયદાની જાળમાં આવે. ફક્ત આ પુતળું તેણે કોને બનાવી આપ્યું છે, તે મારે જાણવું છે.

હૅાગહો આ જવાબથી સંતોષ પામ્યો.

તે બોલ્યો—ત્યારે તો વાંધો નહીં. તે શ્રોફ બ્રધર્સને ત્યાં કામ કરે છે કે જેઓ કલકત્તાના મોટા ઝવેરીઓ છે.

તેણે તે મોટું પુસ્તક બંધ કર્યું અને એક કોરો કાગળ અને કલમ લીધા.

તે બોલ્યો—જરા થોભો. તેના મેનેજર ઉપર હું તમને એક ચીઠ્ઠી લખી આપું.

ચીઠ્ઠી લઇ દેવેન્દ્ર બુઠ્ઠાને સલામ કરી ત્યાંથી છુટો પડયો, અને શ્રોફ બ્રધર્સની તરફ જવા નીકળ્યો. પોતાની આટલી બધી જીત થયેલી હોવાથી તે ઇશ્વરનો ઉપકાર માનવા લાગ્યો. જ્યારે તે શ્રોફ બ્રધર્સની દુકાન આગળ આવી પહોંચ્યો, ત્યારે બપોરે જમવાનો વખત થયો હતો. શ્રોફ બ્રધર્સનું મકાન ઘણું મોટું હતું. ભોંય તળીએ આગલા ભાગમાં અતિ ઉમદા અને તરેહવાર ચીજો સફાઇથી ગોઠવવામાં આવી હતી, દેવેન્દ્રને એક નાની ઑફીસમાં લઇ જવામાં આવ્યો. એક પળ પછી તે દુકાનનો મેનેજર ત્યાં આવી પહોંચ્યો. જમવાના વખત પર દેવેન્દ્રને આવેલો જોઈ તે જરા ગુંચવાયો હોય તેમ જણાતું હતું, પણ હૅાગહોની ચીઠ્ઠી વાંચતાજ તેના મગજ પર અજાયબ અસર થઇ, તેણે હસ્તે ચહેરે પુછ્યું—હું આપને કેવી રીતની મદદ કરી શકું તેમ છું?

દેવેન્દ્રે જવાબ આપ્યો—હું તમારા એક હોંશીયાર કારીગરની ખબર કાઢવા આવ્યો છું, કે જેનું નામ ચંગલુ છે.

મેનેજર આ સાંભળી બોલ્યો—તમે એક દિવસ મોડા આવ્યા છો. કારણ કે ગઇ રાતેજ તેણે નોકરી છોડી જવાની નોટીશ અમને આપી હતી, અને એ પ્રમાણે તેણે પોતાનો પંદર દિવસનો પગાર ગુમાવ્યો હતો.

દેવેન્દ્ર આગળ આવ્યો અને પુછ્યું—તમારી પાસે તેના ઘરનું સરનામું છે ? કદાચ હું તેને દેશ જતા અટકાવી શકું.

મેનેજરે ટેબલ પરની ઘંટડી વગાડી એટલે એક કલાર્ક આવ્યો. તેણે તેને ચંગલુનું સરનામું ખોળી કાઢવા કહયું. પછી દેવેન્દ્ર તરફ ફરી બોલ્યો—હું તમને વિશેષ સવાલ પુછીશ નહિં, પણ ચંગલુએ કંઇ ગુનો તો કર્યો નથી ને ? અમારી સાથે જયાં સુધી રહયો હતો, ત્યાં સુધી તે ઘણી સભ્યતાથી વર્ત્યો હતો.

દેવેન્દ્રે જવાબ વાળ્યો—નહિં એવો ગુનો એણે કર્યો નથી. પરંતુ હું તેની પાસે કંઇક બાતમી મેળવવા આવ્યો છું.

એટલામાં કલાર્ક આવી પહોંચ્યો અને ચંગલુનું સરનામું દેવેન્દ્રને આપવામાં આવ્યું. ફરીથી દેવેન્દ્ર પોતાના શિકારને પકડવા આપેલા શીરનામે ગયો.

તે રૂમનો નંબર ૪૦ હતો, જયારે દેવેન્દ્રે બારણું ટોકયું, ત્યારે એક માણસે તે ઉઘાડયું, તે ઉંચો કદાવર મનુષ્ય હતો. જમીન પર બે ચામડાની બેગ પડી હતી. આ ઉપરથી જણાતું હતું કે દેવેન્દ્ર વખતસરજ ત્યાં આવી પહોંચ્યો હતો.

ચંગલુ દેવેન્દ્ર સામે જોઇ રહયો, પછી બોલ્યો—મેં ધાર્યું કે ગાડીવાળો આવ્યો હશે. તમારે શું કામ છે ?

દેવેન્દ્રે શાંતિથી જવાબ આપ્યો-મારે તમારી સાથે થોડી વાત-ચીત કરવી છે. હું તમને વધારે રોકીશ નહિં.

ચંગલુ આ સાંભળી બોલી ઉઠયો—વાત કરવાનો મારે જરા પણ અવકાશ નથી. જો હું વાત કરવા રોકાઉં તો મારી ગાડી ચુકી જાઉં.

દેવેન્દ્રે પોતાની તીક્ષ્ણ નજર તેના તરફ ફેરવી તેબોલ્યો-તમારે મારા બે ચાર પ્રશ્નનો જવાબ આપવોજ પડશે. પછી તમો ખુશીથી જઇ શકશો. માટે મુર્ખાઈ નહી કરતાં ડહાપણ વાપરો.

દેવેન્દ્રે ત્યાંથી થોડે દુર ગયો, તેની પાછળ ચંગ લુ આના-કાની કરતો ગયો. બેઉ જણા એક નાની રૂમમાં બેઠા. પછી દેવેન્દ્રે પેલુ પુતળું કાઢયું અને ટેબલપર મુકયું. પછી તે બોલ્યો—આ તમારૂં બનાવેલું છે. તમે તે કોને માટે બનાવ્યું છે તે મને કહો.

પુતળું જોતાંજ ચંગલુ અજાયબીમાં બોલી ઉઠયો—

આ તમારી પાસે કેવી રીતે આવ્યું ? તમે મારી હીલચાલની તપાસ રાખતા હો તેમ લાગે છે.

દેવેન્દ્રની તીક્ષ્ણ નજર ચંગલુના તરફજ હતી. તેણે સખ્તાઇથી કહ્યું-એ મને ક્યાંથે ત્યાંથી મળ્યું, તેની સાથે તમારે કંઇ સબંધ નથી. તમે એ પુતળું કોને બનાવી આપ્યું છે, એટલુંજ હું જાણવા માગું છું.

ચંગ લુએ થોડી વાર આના કાની કરી. તેણે હવે જાણ્યું કે બહાદુરસીંહે કોઇ કાવત્રાને માટેજ એ તૈયાર કરાવ્યું હશે. પણ તેની કીંમત તેને બરાબર મળી હતી. પોતાને દેશ જવાની ટીકીટ તેના ગજવામાંજ હતી અને વધારામાં રૂા. ૧૦૦ રોકડા હતા.

તેણે જવાબ આપ્યો—હું તમારા પ્રશ્નનો જવાબ આપી શકું તેમ નથી. કેવી રીતે તમે સાબીત કરો છો કે એ મારૂં બનાવેલું છે ?

ઘણો અગત્યનો વખત જતો હતો તે દેવેન્દ્ર સાંખી શક્યો નહિં. તેનો ચહેરો ઉગ્ર થયો.

તે બોલ્યો—ચંગલુ! મારૂં કહેવું સાંભળ. તારે તારા દેશ પ્રત્યે જવું છે અને એટલાજ માટે તેં આ પુતળું કોઇને બનાવી આપ્યું છે. હવે જો તું ઉધ્ધતાઈ કરશે, તો તારી ગાડી પણ ચુકી જશે અને તને કેદ કરવામાં આવશે.

દેવેન્દ્રે તેને ધમકી આપી, જેણે તે યુવાન પર બરાબર અસર કરી.

ચંગ લુ આ સાંભળી પાછો હડ્યો, અને ડીટેકટીવના ચહેરા સામે જોવા લાગ્યો.

તેણે પુછ્યું—તમે કોણ છો?

જવાબ મળ્યો—હું છુપી પોલીસનો આદમી છું. અત્યારે હું તારો મિત્ર થવા માંગુ છું. એ બધું હવે તારા જવાબ પર આધાર રાખે છે.

ચંગ લુ બોલ્યો—ડીટેકટીવ! આ પુતળાથી કંઈ ગુનો કરવામાં આવ્યો છે, એમ તમે કહેવા માંગો છો?

દેવેન્દ્રે જવાબ આપ્યો—હા. તેમજ છે. ગઈ રાતે એક તવંગર આદમી પર પ્રાણઘાતક હુમલો કરવામાં આવ્યો હતો. જ્યારે તે બેભાન અવસ્થામાં હતો ત્યારે આ પુતળું તેના હાથમાં હતું.

ચંગલુનો ચહેરો ફીક્કો મારી ગયો. તેના કપાળ પર પરસેવાના બીંદુ બાઝવા લાગ્યા હતા.

તે બોલ્યો—હું પ્રતિજ્ઞા પુર્વક કહુ છું કે મેં એમ થશે એ પ્રથમથી જાણ્યું નહોતું. જેણે મને પૈસા આપ્યા હતા, તે માણસને મેં ગઈ કાલે આ પુતળું આપ્યું હતું. મેં તેને બરાબર જોયો પણ નહોતો.

દેવેન્દ્રે પુછ્યું—તેનું નામ શું ? અને તે ક્યાં મળશે ? ચંગલુ ગભરાયો, પણ શાંતિથી જવાબ આપ્યો—તેનું નામ બહાદુરસિંહ છે. અને તેનું શીરનામું આ કાર્ડ ઉપર છે.

ચંગલુએ બહાદુરસિંહના સીરનામા વાળું કાર્ડ આપતા જણાવ્યું

દેવેન્દ્રે તે નામ તરત ઓળખી કાઢ્યું. થોડા વખત પર તેને બહાદુરસિંહના સમાગમમાં આવવું પડ્યું હતું.

ચંગલુએ પુછ્યું—તમે તેને ઓળખો છો ?

દેવેન્દ્રે જવાબ આપ્યો—હું તેને બરાબર ઓળખતો નથી પણ થોડાજ સમયમાં હું તેને માટે ઘણું જાણી શકીશ.

ચંગલુએ પુછ્યું—અને મારું શું થશે ?

દેવેન્દ્ર હસ્યો. તેણે કહ્યું—તેં મને અમુલ્ય મદદ કરી છે, જેના બદલામાં હવે હું તને મદદ કરીશ. તારે તારા સ્વદેશ જવું હોય, તો હવે ખુશીથી જા. આ કામમાં તારી જરૂર પડે તેમ નથી. હું અને બહાદુરસિંહ જોઇ લઇશું.

ચંગલુ ઘણોજ ખુશ થયો અને દેવેન્દ્રનો ઉપકાર માન્યો ત્યાર પછી દેવેન્દ્ર તેનાથી છુટો પડ્યો અને રસ્તા પર આવી ભાડાની મોટરમાં બેઠો પોતાને મકાન જવા ડ્રાઇવરને વરદી આપી.

અંદર બેઠા પછી બબડ્યો—જો હું બહાદુરસિંહ અને પ્યારેલાલનો સંબંધ જાણી શકું તો કેસ બરાબર હવે હાથપર આવે તેમ છે. પણ જ્યાં સુધી તે જાણી શકું નહિ ત્યાં સુધી ગુનો સાબીત થઈ શકશે નહિં.

નકલી પુતળું બહાદુરસિંહને આપવામાં આવ્યું હતું, તે તો દેવેન્દ્ર સાબીત કરી શકે તેમ હતું, પણ તેથી કાંઈ તેનો ખુની હુમલો સાબીત થઈ શકે તેમ નહોતું.

તે ફરી બબડયો—પુતળું ખરીદવામાં તે હજાર બહાના કાઢી શકે તેમ છે. જો તે પ્યારેલાલને મળ્યો હોય તો તેને ગુનેહગાર ઠેરવવાની કંઇ આશા રહે.

એવામાં દેવેન્દ્રનું મકાન આવી લાગ્યું. બરાબર સાંજના ચાર વાગ્યા હતા. જેવો તે મકાનમાં દાખલ થયો કે તેની દાસીએ બે તાર તેના હાથમાં આપ્યા કે જે વાંચકના •જાણવામાં છે. એ બેઉ સદેશા ત્રીભુવનના મોકલેલાં હતા. પ્યારેલાલનું લક્ષ્મી ભુવન હોટલમાંથી નાશી જવાનું મુખ્ય કારણ તરતજ દેવેન્દ્રના મગજમાં આવ્યું.

તેણે નક્કી કર્યું—ભયથી તે નાશી ગયો છે એમાં શક નથી. નિર્મળાના સમાગમમાં આવ્યા પછી જે હુમલો કનૈયાલાલ પર કરવામાં આવ્યો હતો. તે તેના જાણવા આવ્યું હોવું જોઇએ. તેણે જાણ્યું હશે કે તેના ઉપર શક લઇ જવામાં આવશે. પણ ત્યારે બહાદુરસિંહનું શું થયું.

એકાએક તેને કંઈક સાંભરી આવ્યું. તે તરતજ ઉઠયો અને બોલ્યો કદાચ પ્યારેલાલ બહાદુરસિંહના ભયથી નાશી ગયો હશે અને જેમ હું પ્યારેલાલને શોધું છું તેમ બહાદુરસિંહ પણ તેને શોધતો હશે.

તે તરતજ બીજા ઓરડામાં ગયો. ત્યાં એક નાની બૅગ પેક કરી, અને તેમાં પેલું પુતળું પણ મુકયું.

આ જોઇ દાસીએ કહ્યું—શું પાછા જાવ છો? જરા થોભો, હું તમારે માટે ચાહ બનાવું. તેની સાથે નાસ્તો કર્યા પછી જજો.

પરંતુ તેનું ભાષણ પુરં થાય, તે પહેલાં તો દેવેન્દ્ર, મકાનના પગથીયા ઉતરી રસ્તા પર આવી લાગ્યો હતો. તેણે મોટરને લક્ષ્મી ભુવન હોટલ તરફ લઇ જવા કહ્યું.

---

# પ્રકરણ ૧૨ મું.

## દેવેન્દ્ર ડ્રાઈવરના વેશમાં—પુતળાની ફેર બદલી

જયારે દેવેન્દ્ર હોટલમાં આવી પહોંચ્યો તો પુછતાં માલમ પડયું કે આશરે ચારેક વાગે એક ઉંચો અને કદાવર મનુષ્ય કેશાલાલની ખબર કાઢવા આવ્યો હતો, અને કેશાલાલે હોટલ છોડી જવાનું જાણ્યાથી ઘણોજ ગુસ્સે થયો હતો.

દેવેન્દ્રે પુછયું—મારા ધારવા પ્રમાણે કેશાલાલ કયાં ગયો હતો તે તમે આવનાર મનુષ્યને જણાવ્યું હશે ?

નોકરે જવાબ આપ્યો—હાજી. મેં જણાવ્યું એટલે તે ઝનુની મનુષ્યે અહીંથી મોટર કંપનીને એક મોટર લાવવા હુકમ આપ્યો હતો. તે મનુષ્યને કેશાલાલનું ખાસ કામ હોવું જોઇએ, કેમકે આગગાડીની સગવડ નહિ હોવાથી તે પાલમીરાસ બંદર મોટરગાડી દ્વારા પહોંચવા માંગતો હતો.

દેવેન્દ્રની આંખ આ સાંભળી તેજસ્વી બની.

તેણે પુછયું—કયી મોટર કંપનીમાં તેણે ઓર્ડર આપ્યો હતો ?

નોકરે જવાબ આપ્યો—એડવર્ડ કંપનીમાં જો તમારે પણ મોટર ભાડે કરવી હોય તો—

દેવેન્દ્ર વચમાં બોલ્યો—હું જાતેજ એડવર્ડ કંપનીમાં જઇશ અને તેના મેનેજરને મળીશ.

આમ કહી નોકરના હાથમાં તેની સેવાના બદલામાં એક રૂપીઓ મુકયો. પછી તે એડવર્ડ કંપની તરફ ગયો.

એડવર્ડ કંપની ઘણીજ પ્રખ્યાત ગણાતી હતી. અને તેમાં ઘણા

ઉમદા મશીનની મોટર ગાડીઓ ભાડે મળી શકતી હતી. આગળના ભાગમાં શો રૂમ હતો, અને પાછળ કારખાનું હતું. જ્યારે દેવેન્દ્ર ત્યાં આવી પહોંચ્યો, અને પોતાના નામનું કાર્ડ આપ્યું ત્યારે એક પળ સુધી મેનેજર તેના સામું જોઈ રહ્યો.

પછી બોલ્યો—ઓહો દેવેન્દ્ર બાબુ, તમને મળવાથી હું આનંદ પામ્યો છું. મારી મદદની તમને જરૂર છે?

દેવેન્દ્રે જવાબ આપ્યો—હા. હાલ બધી બીના તમને કહી શકાય એટલો વખત નથી પણ એટલુંજ જણાવીશ કે હું એક નામીચા' બદમાસની પાછળ પડવા માંગું છું કે જેણે એક નિર્દોષ ગૃહસ્થ પર પ્રાણઘાતક હુમલો કર્યો છે.

મેનેજર બોલ્યો—ત્યારે તો હું ખુશીથી તમને મદદ આપવા તૈયાર છું. બોલો, કેવા પ્રકારની મદદ તમે મેળવવા માંગો છો?

દેવેન્દ્રે જણાવ્યું—મારા ધારવા પ્રમાણે આસરે ચારેક વાગે તમને કોઇએ મોટર ગાડીનો ઓર્ડર આપેલો છે અને તે પાલમીરાસ બંદર જવાનો છે. માટે એટલુંજ પુછું છું કે તે મોટર ગઈ છે કે કેમ?

મેનેજર એક નાની બારીસ આગળ દેવેન્દ્રને લાવ્યો અને ત્યાંથી ચોગાનમાં આંગળી બતાવી. ત્યાં એક ઉમદા મોટર ઉભી હતી. તેના મોટા ફાનસ હમણાંજ સળગાવવામાં આવ્યા હતા અને તેનો શોફર લાંબી મુસાફરી કરતો હોવાથી મોટો ઓવરકોટ પહેરતો હતો.

મેનેજરે કહ્યું—જેને માટે તમે પુછો છો તે મોટર એજ છે. જે મનુષ્યે એનો ઓર્ડર કર્યો છે તેણે કલાક અગાઉ સંદેશો મોકલાવ્યો છે. તેણે એમ કહાવ્યું છે કે અર્ધા કલાકમાંજ તે પાર્ક લેન આગળ મોટરની રાહ જોતો ઉભો રહેશે.

દેવેન્દ્ર આ સાંભળી બોલ્યો—ઠીક છે. સમાચાર તો અનુકુળ છે હવે મારે તમને એક અરજ કરવાની છે. તે એ કે તમારા શોફરની જગા મને આપો, અને હું તમારા ઘરાકને જ્યાં જવું હશે, ત્યાં પહોંચાડીશ.

મેનેજર આ સાંભળી કંઇક વિચારમાં પડયો.

તે બોલ્યો—મારો તમારાપર એટલો બધો વિશ્વાસ છે, કે તમે જે કાંઇ કરશો તે કાયદાની તરફેણમાંજ હશે. છતાં તમારી અરજ સાધારણ નથી.

દેવેન્દ્રે જવાબ આપ્યો—હું તમારા મતને મળતો છું. પરંતુ હાલના સંજોગો મને તેમ કરવાની ફરજ પાડે છે. હું તમને ખાત્રી આપું છું કે તમારા હકમાં કંઈ પણ ગેરફાયદો નહિંજ થાય. અને તમારી મોટરને માટે તો હું પોતે જોખમદારી લઉં છું.

મેનેજરે ડોકું ધુણાવી કહ્યું—વારૂં ઠીક છે. તમારી ઇચ્છા મુજબ વર્તવા તમને હક છે.

મેનેજર ત્યાંથી મોટર આગળ ગયો, અને શૉફરને કંઇક કહ્યું જેથી તેણે પહેરેલો મોટો કોટ તથા ટોપી કાઢી નાંખ્યા. મેનેજર તે લઈ દેવન્દ્ર પાસે આવ્યો એટલે તેણે તે પોતાના શરીરપર ચઢાવી દીધા. જયારે તે મોટી ટોપી બરાબર નીચે સુધી પહેરવામાં આવી, અને કોટનો કોલર ઉંચો ચઢાવવામાં આવ્યો, ત્યારે ત્યાં ઉભેલો મેનેજર પણ તેને ઓળખી શકયો નહિં.

દેવેન્દ્રે તેને કહ્યું—મારી બેગ હું અહીંજ રહેવા દઇશ. ફકત તેમાંથી એકજ ચીજ કાઢી લેવા માંગું છું. દેવેન્દ્રે બેગ ઉઘાડી નકલી પુતળાનું નાનું પાર્સલ કાઢી લીધું, અને કોટના મોટા ગજવામાં સેરવી દીધું.

મેનેજરે પુછ્યું—તમે હવે કયારે પાછા ફરશે ?

જવાબ મળ્યો—નક્કી કહી શકાય નહિં. બધું હવે મારા કેસ ઉપર આધાર રાખે છે.

મેનેજરે પુછ્યું—તમે મને અધ્ધરવચ મુકીને જાવ છો, છતાં આશા રાખું છું કે કોઇક દિવસ સઘળો હેવાલ મારા જાણવામાં આવશે.

દેવેન્દ્ર હસ્યો. પછી તરતજ મોટરના આગળના ભાગમાં શોફર જેવી રીતે બેસે છે, તેમ છટાથી બેસી ગયો જે જોઇ મેનેજરને ખાત્રી થઇ કે તેના હાથમાં મોટરને નુકશાન થાય તેમ નથી. દેવેન્દ્રે વ્હીલ (પૈડું) ફેરવ્યું અને મશીન ચાલુ કર્યું.

મેનેજરે પુછ્યું—હું ધારૂં છું કે પાલમીરાસનો રસ્તો તમારી જાણ બહાર નહિં હોય.

દેવેન્દ્રે ડોકું ધુણાવી જવાબ આપ્યો—ત્રણજ કલાકમાં હું ત્યાં જઈ શકીશ.

તેણે ચાંપ દબાવી એટલે તે ખુબસુરત મોટી મોટર ઝાંપામાંથી બહાર આવી અને ગલીમાં વળી. મેનેજરે તેને જતા જોયો.

પછી બોલ્યો—આ બધું શું હશે ? હું પણ સાથે ગયો હોત તો મઝા આવતે.

દેવેન્દ્રે મોટા રસ્તાપરથી મોટર ચલાવી, થોડીજ વારમાં પાર્ક લેઇન આગળ આવી પહોંચ્યો. થોડેજ દુર થાંભલા આગળ ફુટપાથપર ઉભેલા એક કદાવર મનુષ્યે તેને પોતાની પાસે મોટર લાવવા આંગળી ફરી. દેવેન્દ્ર મોટર તે તરફ લઈ ગયો, અને ઉભી રાખી.

પેલા મનુષ્યે પુછ્યું—એડવર્ડ કંપનીમાંથી કે ?

દેવેન્દ્રે ટોપી ઉતારી જવાબ આપ્યો—હાજી.

બહાદુરસિંહ મોટર નજીક ગયો, અને મોટું બારણું ઉઘાડયું.

દેવેન્દ્રે જોયું કે તેની પાસે એક બેગ હતી, કે જે તેના ગજવામાં રહી શકે તેમ ન હોતી.

બહાદુરસિંહે કહ્યું–ઠીક છે. ક્યાં જવાનું છે તે તને માલમ છે કે?

દેવેન્દ્રે જવાબ આપ્યો—પાલમીરાસ બંદર.

બહાદુરસિંહે કહ્યું—બરાબર. જ્યારે શહેરનો લત્તો પુરો થાય કે બંદરનો રસ્તો પકડજે.

બારણું બંધ થયું અને મોટર પોતાની લાંબી મુસાફરી કરવા આગળ ધસી. જ્યારે ગલી કુંચીઓ વટાવતો દેવેન્દ્ર આગળ જતો હતો ત્યારે તેના ચહેરા પર કંઇક નવિનતાજ માલમ પડતી હતી. તેનો ચહેરો ઉગ્ર અને ગંભીર જણાતો હતો.

તે મનમાં બબડ્યો —તારે પ્યારેલાલની હીલચાલ જાણવી છે હું નથી ધારતો કે તે તને મળવાને જરા પણ ખુશ હોય.

આજ વિચાર અંદર બેઠેલા બહાદુરસિંહને પણ આવ્યો હતો. તેનો ચહેરો ગુસ્સાથી લાલચોળ બન્યો હતો.

તે બોલ્યો—આજે સવારની વીગતથી તું ડરીને નાશી ગયો છે અને તેથીજ મને છેક સાંજે બોલાવવામાં આવ્યો હતો, પુતળું લેવાને તું બહુ ડરે છે, પણ હવે તો પ્રકારે તારે તે લેવુંજ પડશે. મારા અગીઆરસો રૂપીયા પાકયા છે, અને તે મેળવવા કદાચ તારૂં ખુન કરવું પડશે તો તેમ કરવાને પણ હું ચુકીશ નહિં.

તેના હાથની મુઠીઓ વળી, અને તેની આંખો ખુની દેખાવા લાગી.

તે ફરીથી બબડ્યો—સારૂં થયું કે તેં તારી પોતાની સ્ટીમર વિશે મને પહેલેથીજ વાત કરી હતી. જેને માટે તારે પસ્તાવાનો વખત આવશે.

તેણે હાથ લંબાવ્યો અને પાસે પડેલી બેગને હાથ લગાડ્યો.

તે બોલ્યો—પાલમીરાસ છોડયા પહેલા કદાચ હું તને પકડી પાડીશ અને પછી લેણું વસુલ કરીશ, અને જો તે પહેલાં તું નાશી જવામાં ફ્તેહ પામ્યો હઇશ તો દુનિયાના બીજા છેડા સુધીમાં પણ તને ખોળી કાઢયા શિવાય રહેવાનો નથી. વચન પાળ્યા શિવાય તારા બાપનો છુટકો નથી.

મોટર ઘડીકમાં ઝાડીમાં તો ઘડીકમાં મેદાનમાં પુર વેગથી ચાલતી હતી. સર્વત્ર અંધારૂં હતું. આકાશમાંથી ચંદ્રમાનું અજવાળું વાદળા હોવાથી આછું પડતું હતું. નાના ગામડાઓમાંથી જયારે મોટર જતી હતી, ત્યારે દેવેન્દ્ર તેને ધીમી પાડતો હતો, જયારે ગામડા ખલાસ થયાં ત્યારે દેવેન્દ્રે મોટર એકદમ છોડી મુકી. તેની પાવરફુલ લાઇટ લાંબે સુધી અજવાળું ફેંકતી હતી. વેગ એટલો બધો વધારવામાં આવ્યો હતો કે મોટર ઉપરથી કલાકના પચાસથી સાઠ માઇલ કપાતા માલમ પડતા હતા.

" મોટર તો આજ માણસ ચલાવી શકે છે.

બહાદુરસિંહે પોતાની આગળ બેઠેલા દેવેન્દ્રની તારીફ કરતા કહ્યું. " જો તું મને વખતસર બંદર પર પહોંચાડશે, તો હું એનો બદલો આપ્યા શિવાય નહિ રહું.

તેને ખબર નહોતી કે તેના કરતા શૉફરને ત્યાં જવાની ઘણી ઉતાવળ હતી. ઘડીઆળમાં નવના ટકોરા થયા, અને ધુળથી વિભુષિત મોટર પાલમીરાસના બારામાં દાખલ થઈ. હવે દેવેન્દ્રે વેગ કમી કર્યો અને જયારે કિનારા પર આવ્યો, ત્યારે મોટરને એક એકાંત જગ્યાએ ઉભી રાખી. મોટરનું બારણું ઉઘડયું અને બહાદુરસિંહ બહાર કુદી પડયો.

દેવેન્દ્ર સામે જોઈ તે બોલ્યો—મારે માટે અહીંજ થોભજે. હું

હમણાંજ આવું છું.

દેવેન્દ્રે તેને જતા જોયો. પછી મોટરના અંદરના ભાગમાં નજર કરતાં તે અતિશય આનંદ પામ્યો, બહાદુરસિંહે ચામડાની બેગ અંદરજ રાખી હતી.

જેવો બહાદુરસિંહ બારાના દરવાજામાંથી પસાર થયો, તેવોજ દેવેન્દ્ર પોતાની બેઠક આગળથી કુદીને રસ્તા પર આવ્યો, અને મોટરના મોટા બારણા આગળ ઉભો. તેણે બેગ લીધી તો માલમ પડયું કે તેને કળ વાસેલી હતી. ગજવામાંથી કુંચીનો એક ઝુમખો કાઢી દેવેન્દ્રે બે ચાર કુંચી અજમાવી. આખરે તે ફાવ્યો અને કળ ઉઘડી. અંદર જોયું તો સેન્ડોનું અસલ પુતળું રૂના ગાભામાં બરાબર પેક કરેલુ હતું. પોતાના મોટા ગજવામાંથી તેણે બનાવટી પુતળું ખેંચી કાઢયું, અને ઉપરનું કવર કાઢી નાંખી અસલ પુતળાની જગાએ ગોઠવી દીધું, પછી ખરૂં પુતળું ગજવામાં સેરવી દઇ બેગની કળ પાછી બરાબર બંધ કરી. આ કામ થઇ રહયું ત્યારે દેવેન્દ્રના ચહેરા પર ખુશાલી પ્રકટી રહી હતી. તેણે મોટરનું બારણું બંધ કર્યું, અને પાછો એન્જીન આગળ આવીને ઉભો રહયો.

તે બોલ્યો—મેં બરાબર તારો પોતાનોજ દાખલો લીધો છે. તેં જેવી રીતે કનૈયાલાલના હાથમાં બનાવટી પુતળું મુકયું હતું, અને અસલ તું લઇ ગયો હતો તેમજ મારે કરવાની ફરજ પડી છે.

તેણે દરીયાની સપાટી પર નજર કરી, ઉભેલા વહાણોની લાઇટ દુરથી તારાની માફક ચળકાટ મારતી હતી.

તે જોઇ તે બબડયો—તારો અને પ્યારેલાલનો મેળાપ મારે ખાસ જોવાની જરૂર છે. જો પ્યારેલાલને પરિક્ષા હશે તો તે જરૂર બનાવટી પુતળાને પારખી શકશે.

તેણે ફરીથી જોયું તો બહાદુરસિંહ પાછો ફરતો હતો, અને તેના ચહેરા પર હાસ્ય જણાતું હતું. બહાદુરસિંહનું ખુશ થવાનું કારણ એ હતું કે ત્યાંના કોઇ ખલાસીને તેણે "કાલંબો" નામની સ્ટીમર વિશે પુછ્યું હતું. ખલાસીએ જવાબ આપ્યો હતો કે સાંજ-નાજ એક લૉન્ચનો અકસ્માત થવાથી તે નાની સ્ટીમર બંદર છોડી જવા ભાગ્યશાળી બની નહોતી. જેવો તે મોટર નજીક આવ્યો કે દેવેન્દ્રે પોતાની બેઠક લીધી. બહાદુરસિંહે બારણું ઉઘાડી બેગ લીધી અને દેવેન્દ્ર તરફ ફર્યો.

તેણે કહ્યું—મોટરને બંદરની હોટલ આગળ લઈ જા, અને મારે માટે ત્યાં રાહ જોજે.

દેવેન્દ્રે અવાજ બદલી પુછ્યું—તમને કેટલો વખત લાગશે?

જવાબ મળ્યો—તે કહી શકાય નહિં પણ તારે મારા આવતાં સુધી થોભવાનું છે.

બહાદુરસિંહ ત્યાંથી પાછો દરવાજા તરફ ગયો. એટલે દેવેન્દ્ર જાણે તેના હુકમ મુજબ કરતો હોય, તેમ મોટરને ફેરવવા લાગ્યો.

તે બોલ્યો—હવે મારે જોખમ ખેડયા શિવાય ચાલશે નહિં. મારા મિત્ર, હવે હું તારી સાથેજ રહેવા માંગું છું.

તેણે તરતજ મોટરની પાવર ફુલ લાઇટ બોલવી નાંખી પછી નજીકના મોટા બીલ્ડીંગની છાંયામાં મોટર લઈ જઇ ઉભી રાખી, તે બહાદુરસિંહની પાછળ પડયો, અને છેક કિનારા સુધી આવી પહોંચ્યો. જેવો તે આગળ વધવા જતો હતો, તેવોજ તેણે નજીકમાં કોઇના આવવાનો અવાજ સાંભળ્યો. અને પોતાના હાથ પર કોઈ મનુષ્યનો હાથ પડયો, વીજળીની ગતીથી તે પેલા મનુષ્ય તરફ ફર્યો, બેઉ જણે એકમેક સામે જોયું અને પછી ઓળખાણ પડી. આવનાર દેવેન્દ્રની રાહ

જોતો ત્રીભુવન હતો.

તે બોલ્યો—ઇશ્વરનો ઉપકાર માનું છું કે તમે આવી પહોંચ્યા.

દેવેન્દ્રે પુછ્યું—પ્યારેલાલ હજી અહીં છેને ?

ત્રીભુવને સપાટીપર દેખાતી સ્ટીમરની લાઇટ સામે આંગળી બતાવી કહ્યું—તે પેલી સ્ટીમરમાં છે. તેણે નાશી છુટવાને તો ઘણી મહેનત કરી, પણ તેની બાજી મેં ફેરવી નાંખી છે.

દેવેન્દ્રે ત્રીભુવનનો હાથ પકડયો, એટલે જણાયું કે તેનો કોટ ભીનો હતો.

આ જોઇ આશ્ચર્યતાથી તેણે પુછ્યું—આ શું ? તેં શું કર્યું ?

ત્રિભુવને જવાબ આપ્યો—મેં એક નાની પેટ્રોલથી ભરેલી લૉન્ચને ઉડાવી દીધી છે. ત્યાર પછી હું અહી અંધારામાં ફર્યા કરૂં છું, કારણ કે જો ભીને કપડે અજવાળાવાળા ભાગમાં જાઉં તો મારી ઉપર શક લઈ જવામાં આવે.

ત્યાર પછી જે બીના બની હતી તે તેણે દેવેન્દ્રને કહી સંભળાવી.

દેવેન્દ્ર બોલ્યો—મારા વ્હાલા, મદદગાર ! ઘણી વખતે તેં ઘણી ગંભીર ભુલો કરી છે, પણ આ વખતની તારી સમયસૂચકતાં ભરેલી હિંમત તે સર્વને ભુલાવે તેમ છે. હવે તારી કરેલી મહેનત બરબાદ નહિં જાય તે આપણે જોવાનું છે.

એવામાં પાણીમાં હલેસાંનો અવાજ તેઓને કાને આવ્યો. કીનારાની પાળ આગળ જઈ દેવેન્દ્રે આગળ નજર લંબાવી તેણે જોયું કે એક નાની હોડી બહાદુરસિંહને પ્યારેલાલની સ્ટીમર તરફ લઈ જતી હતી.

દેવેન્દ્રે આંગળી બતાવી કહ્યું—જે માણસની પાછળ હું પડયો છું તેજ માણસ તે નાના મછવામાં છે. અને તે પ્યારેલાલાની તપાસ

લેવા માંગે છે.

ત્રીભુવને પુછ્યું —ત્યારે આપણે શું કરવુ?

જવાબમાં દેવન્દ્ર હસ્યો.

તેણે ટુંકાણમાં કહ્યું—આપણે તેની પાછળ પડવાનું છે. તે મનુષ્યને સ્ટીમર પર આવકાર આપવામાં આવે તેમ નથી, તેમજ આપણને પણ આવકાર મળે તેમ નથી છતાં આપણે તે સ્ટીમર પર જઇશુંજ.

ત્રીભુવન ખુશ થતાં બોલ્યો—મારી જાણમાં પગથીયા આગળ એક નાનો મછવો હોય તેમ છે. આટલું કહી તે પગથીયા ઉતર્યો, અને લોખંડની કડીમાંનું દોરડું છોડયું.

તે બોલ્યો—આ મછવો કોનો છે, તેની મને ખબર નથી, પણ હાલ તો કોઇની રજા લીધા શીવાયજ આપણે તેનો ઉપયોગ કરીશું.

બન્ને જણા અંદર બેઠા એટલે ત્રીભુવને હલેસા હાથમાં લીધા અને સ્ટીમર તરફ તે નાનો મછવો જવા લાગ્યો.

આકાશમાં વાદળા ઘેરાએલા હોવાથી કોઇ તેમના નાના મછવાને જોઇ શકયું નહિં, એવામાં દેવેન્દ્ર ઓચીંતો બોલી ઉઠયો—સબુર !

આસરે બસેક વાર પર "કોલંબો" ઉભી હતી, પહેલા માળપરની ચાલમાં એક દીવો સળગતો હતો.

ત્રીભુવન બોલ્યો—જુઓ, માળપર કંઇ કજીઓ થાય છે. દીવા આગળ બહાદુરસિંહની ભવ્ય આકૃતિ માલમ પડતી હતી, તેની સામે વડો ખલાસી ઉભો રહેલો હતો. અને માલમ પડતું હતું કે બેઉ જણા એકમેકની સામે ગુસ્સાથી વાતો કરતા હતા. એવામાં નાના મછવામાંથી જોનાર બે મનુષ્યોના મુંખમાંથી આશ્ચર્યસુચક શબ્દ નીકળી પડયો. તેમણે જોયું કે બહાદુરસિંહે ઓચીંતા કુદી ખલાસીપર સખ્ત હુમલો કર્યો હતો. લડનાર મનુષ્યો એકએકની સાથે બાઝયા, અને ગબડીને

પાછળ આવેલા બારણામાં થઈ અદૃશ્ય થયા.

દેવેન્દ્રે આગળ આવી ત્રીભુવનના હાથપર પોતાનો હાથ મુકયો.

તે બોલ્યો—જો આપણે ઉપર જવું હોય તો આ તક ઘણીજ ઉત્તમ છે. સ્ટીમરના આગલા ભાગ તરફ જલ્દીથી મછવો લઇ જા. આપણે બરાબર વખતસરજ આવી પહોંચ્યા છીએ.

ત્રીભુવને હલેસાં પાછા હાથમાં લીધા અને દેવેન્દ્રે બતાવેલી જગા તરફ જવા લાગ્યો. આખરે સ્ટીમરની નીચેના ભાગમાં એક બાજુપર મછવો આવી લાગ્યો. દેવેન્દ્ર ઉભો થયો, અને મોટરનો મોટો કોટ કાઢી નાંખી ત્રીભુવન પર ફેંકયો.

તે બોલ્યો—મારા આવતા સુધી તારે અહીં થોભવું પડશે. મછવાને બરાબર પડછાયામાં રાખજે કે કોઈ જાણી શકે નહિં.

ત્રીભુવન બોલ્યો—મછવાને બરાબર બાંધીને તમારી સાથે હું પણ—

દેવન્દ્રે વચમાં બોલી ઉઠયો—એમ બની શકશે નહિં. આપણા બેમાંથી એક જણે અહીં રહેવું જોઇએ. હવે જોખમ ખેડવાનો મારો વખત આવી લાગ્યો છે.

આટલું કહી સ્ટીમરની બાજુમાંની લોખંડની પાઇપને તે વળગી પડયો, અને એક બે કુદકા મારી પહેલા માળપર આવી લાગ્યો. ત્યાંથી પણ તે છેક ઉપરના બીજા માળપર સાવચેતીથી આવી લાગ્યો. તેણે જોયું તો પોતાના પગ નીચે સીલીંગમાં એક બત્તી સળગતી હતી, અને નજીકમાંજ હવા આવવાને એક જાળીયું રાખવામાં આવ્યું હતું. તે ઘુંટણપર પડયો અને જાળીયામાંથી નીચે પહેલા માળના મોટા હૉલમાં જોવા લાગ્યો. તે હૉલમાં જુદાજ પ્રકારનો તાલ જામી રહ્યો હતો, જે આપણે હવે પછીના પ્રકરણમાં વાંચીશું.

---

# પ્રકરણ ૧૩ મું.

## ઝપાઝપી અને નાસભાગ.

બહાદુરસિંહનો મીજાજ અસલથી તામસી પ્રકૃતિનો હતોજ, એથી જ્યારે વડા ખલાસીએ તેને આગળ જતા અટકાવ્યો ત્યારે તે ઘણોજ ઝનુની બની ગયો. નાના મછવામાંથી દેવેન્દ્ર અને ત્રિભુવને જે હુમલો જોયો હતો, તેનો તે ભોગ થઈ પડયો હતો. બન્ને જણા એક એકની સામે ખુની નજરથી જોવા લાગ્યા. બન્ને જણા બરાબર લઢયા તે દરમીયાન ખલાસીને માલમ પડયું હતું કે બહાદુરસિંહના અસીમ બળ આગળ તેનું બળ કંઇ વીસાતમાં નહોતું. બેઉ જણા ચાલીમાં અથડાયા હતા. બહાદુરસિંહે તેના દુશ્મનને પોતાના હાથ વડે તેના ગળામાંથી પકડયો હતો.

તે બરાડયો—બેવકુફ ! તારી જીંદગીનો અંતજ લાવી નાંખીશ. બોલ, શું કહે છે? પ્યારેલાલને મળવા દે છે કે નહિ ?

ખલાસી રૂંધાતા શ્વાસે બોલી ઉઠયો—જવાદે મને. મારૂં ગળું દબાય છે.

બહાદુરસિંહે તેનું ગળું છોડયું અને ઉભો રહ્યો.

તે બોલ્યો—પ્યારેલાલ કયાં છે ?

ખલાસીએ જવાબ આપ્યો—તે મોટા હૉલમાં છે. તે કોઇને પણ મળવા માંગતો નથી, પણ મને ખાત્રી છે કે તને મળ્યા શિવાય ચાલવાનું નથી.

બહાદુરસિંહે ધમકીથી કહ્યું—હા, તેને મળ્યા વિના ચાલે તેમ નથીજ અને હું તેને સમજાવીશ કે તારા ખલાસીએ મને અટકાવવાને

બનતું કર્યું છે.

ખલાસી બોલી ઉઠયો—તારે કોઇ રીતથી તેને સમજાવવાની જરૂર નથી. જો અમે આ વખતે કોલંબોમાં હોત તો જરૂર તારી ખબર લેત. પણ લાચાર છીએ કે અહીં આવ્યા છીએ.

બહાદુરસિંહ હસ્યો, અને પછી મોટા હૉલ તરફ જવા લાગ્યો. જેવો તે બારણા નજીક આવી પહોંચ્યો, એટલે તેના કાને કોઈ મનુષ્યના ઓચીંતા ચમકવાનો અવાજ આવ્યો, તેણે જોયું તો તે રૂમના છેડા પર પ્યારેલાલ આશ્ચર્યતાપૂર્વક તેની સામે જોઈ રહ્યો હતો. બહાદુરસિંહે આ જોઇ એકદમ હૉલનું બારણું અંદરથી બંધ કર્યું. તેની આંખોમાં પ્રત્યક્ષ ખુન દૃષ્ટીગોચર થતું હતું. થોડો વખત બેમાંથી એકે બોલ્યું નહિં. પછી વાઘ જેમ પોતાના શિકારપર કંઇપણ અવાજ કર્યા વિના હુમલો કરે છે, તેમ તે પ્યારેલાલની સામે આવીને ઉભો. પ્યારેલાલ તે ભયંકર ચહેરા તરફ ભયની લાગણીથી જોઇ રહ્યો.

આખરે બહાદુરસિંહે ધીમેથી કહ્યું—તું હૉટલ છોડી ગયો હતો તેની મને ખબર આપવામાં આવી નહોતી, છતાં મેં જાણ્યું કે તું મને આતુરતાથી મળવા માંગતો હશે. તેથી હું તને શોધતો અહીં આવી લાગ્યો છું.

પ્યારેલાલની પીઠ હૉલના પાટીયાની દીવાલ તરફ હતી. તેણે જવાબ આપવાને કોશીશ કરી, પણ મુખમાંથી શબ્દો બહાર નીકળી શકયા નહીં. સર્વાંગમાં તેને ભય વ્યાપી રહ્યો હતો. આ જોઇ બદમાસને હસવું આવ્યું,

તે બોલ્યો—મને મળવાથી તું નાખુશ થયો હોય તેમ દેખાય છે પણ પ્રથમ તો મને મળવાની તારી તીવ્ર ઇચ્છા હતી.

આખરે પ્યારેલાલ બોલ્યો—એ બધી તારી ભુલ છે, મેં તને

પુતળું મેળવવામાં ઘણી સાવચેતી રાખવાનું કહ્યું હતું, અને આજે સવારે તેં જણાવ્યું કે તેં તે મેળવવામાં કનૈયાલાલનું ખુન કર્યું છે.

બહાદુરસિંહે પૂછ્યું—એથી શું થયું ? તારે તેથી બ્હીવાનું કંઈ પણ કારણ નથી.

પ્યારેલાલ જરા આગળ આવ્યો અને સમજાવ્યું—ખરૂં બ્હીવાનું કારણ તો તેજ છે. ગઇ રાતે એક વ્યકિત સાથે મારો ઓચીંતો ભેટો થઈ ગયો હતો.

આ સાંભળી બહાદુરસિંહનો ચહેરો તેજસ્વી બન્યો, અને ઉત્કંઠાથી પુછવા લાગ્યો—શું કોઇએ જાણી લીધું છે કે તું અહીં કલકત્તામાં છે ?

પ્યારેલાલે જવાબ આપ્યો—હા જયારે મને મળીને તું ઇમ્પીરીયલ હોટલ તરફ ગયો, ત્યારે મને જણાયું કે કોઇ મારી પાછળ પાછળ આવે છે. તે આવનાર એક સ્ત્રી હતી. મેં તેને બાગમાં આવવા દીધી, પછી તેના ચહેરા સામું જોયું, તો તે બીજી કોઇ નહિં પણ કનૈયાલાલની ભત્રીજી નીર્મળા હતી.

બહાદુરસિંહ ચમકયો, અને બોલ્યો—શું નિર્મળા ? તદ્દન ખોટી વાત. મેં તેને કોઇ બીજા મનુષ્ય સાથે જોઇ છે. અને જયારે હું હોટલ આગળ હતો ત્યારે બન્ને જણાને મેં અંદર દાખલ થતા જોયા હતા.

પ્યારેલાલ બોલ્યો—હું જુઠું બોલતો નથી. જયારે મેં તેને ઓળખી, ત્યારે તેના ઉપર ઓચીંતો હુમલો કર્યો, અને તળાવમાં ડુબાડવાની તૈયારીમાં હતો, એવામાં એક મનુષ્યે તેની મદદની બુમ સાંભળી અને મારી તરફ દોડી આવ્યો. મહા મુશીબતે હું તેનાથી છટકી જવા પામ્યો હતો.

ભયમિશ્રીત એક શબ્દ બહાદુરસિંહના મુખમાંથી નીકળી પડયો

તેણે પુછ્યું—જે માણસે તારા ઉપર હુમલો કર્યો હતો, તેણે બ્લુસજના કપડા પહેર્યા હતા ? તેને દાઢી મુછ નહોતા ?

પ્યારેલાલે જવાબ આપ્યો—હા. તેને દાઢી કે મુછ કંઇ નહોતું. તે ઘણો ઉંચો નહોતો પરંતુ તેના શરીરના બંધારણના પ્રમાણમાં તેનામાં અસાધારણ બળ હતું, મારા જેવા ચારને તે પુગે પડી શકે તેવો બળવાન હતો.

બહાદુરસિંહના મગજમાં વિચાર માળા ચાલી.

તે બોલ્યો—જે મનુષ્યના હાથમાથી તું છુટી જવા પામ્યો હતો, તે મનુષ્યને મેં નિર્મળા સાથે હૉટલમાં દાખલ થતાં જોયો હતો. આખા હિંદુસ્તાનમાં એના જેવો બાહોશ ડીટેકટીવ એક પણ નથી. તેનું નામ દેવેન્દ્ર છે. ખરેખર તારી સ્થિતિ ઘણી કઢંગી છે.

પ્યારેલાલ બોલી ઉઠયો—શું તે ડીટેકટીવ હતો ? નહિં નહિં. તું મારી મશ્કરી કરે છે.

જવાબમાં બહાદુરસિંહ બોલ્યો—તે મશ્કરી છે કે ખરી વાત છે તે તને થોડાજ વખતમાં માલમ પડશે. હાં પણ, મારે તેની સાથે કંઇ સંબંધ નથી.

તેણે સાથે લાવેલું બંડલ છોડયું અને તેમાંનું (બનાવટી) પુતળું હાથમાં રાખી તે બોલ્યો—આ રહ્યું તે પુતળું. તે મેળવવાને તેં મને કહ્યું હતું. હવે તે તારૂં છે.

પ્યારેલાલ તે જોઇને પાછો હઠયો.

તે બોલ્યો—મારે તે નથી જોઇતું. ગમે તો તેને તોડી નાંખ અથવા ફાવે તેમ કર.

બહાદુરસિંહે પુતળું ટેબલપર મુકયું, અને પછી પોતાનો ભયંકર

ચહેરો પોતાના હરીફના ચહેરા સુધી લઈ ગયો.

તે મોટેથી બોલવા લાગ્યો—તે હવે તારૂં છે. મારી કીંમત મને મળવી જોઇએ. મારે તેના બારસો રૂપીયા લેવા છે. અને હું સત્ય કહું છું કે તે લીધા શિવાય હું રહેનાર નથી.

પ્યારેલાલ બોલ્યો—તેં બધી બાજી બગાડી નાખી છે. પુતળું હવે મારે કામનું રહ્યું નથી. એની કીંમત હવે કોડીની પણ નથી, કોઇને પણ તે બતાવી શકું એવી સ્થીતિમાં હું રહ્યો નથી, હવે જો કદાચ તે મારી પાસે છે, એમ કોઈના જાણવામાં આવે તો જરૂર મારા ઉપર શક લઇ જવામાં આવ્યા વિના રહે નહિં. મને ખુની ઠરાવવામાં આવે.

બહાદુરસિંહ આ ભાષણ સાંભળી ગુસ્સાથી બોલ્યો—તેની મને પરવા નથી. મને તું એટલી કીંમતનો ચેક લખી આપ.

તેણે તરતજ ગજવામાંથી પીસ્તોલ કાઢી અને પ્યારેલાલના માથા સામે ધરીને ભયંકરતાથી કહેવા લાગ્યો.

"ચાલ જલ્દી કર નહિં, તો કુતરાને મોતે મારી નાંખીશ."

પ્યારેલાલ ઘણો ગભરાયો. તે નજીકની ખુરશીમાં બેસી ગયો. તેના ધ્રુજતા હાથે ગજવામાંથી એક લાંબી ચેકબુક ખેંચી કાઢી. પુતળું તેની નજીકમાંજ ટેબલપર પડયું હતું. તે જોવાના વિચારથી તેણે હાથ લંબાવી પુતળું લીધું. જેવા તેના હાથ પુતળાને લાગ્યા કે તરતજ તે અચંબામાં ગરકાવ થયો.

આ દરમિયાન ઉપરના જાળીયામાંથી જોનાર મનુષ્યની આંખમાં નવીન તેજ આવ્યું. શું બને છે તે જોવાને તે ઘણોજ આતુર હતો.

પુતળું હાથમાં લેતાજ પ્યારેલાલ ખુરશીમાંથી ઉભો થઈ ગયો અને બહાદુરસિંહની સામે આવ્યો.

તે બોલી ઉઠયો—મને બનાવવાની તેં ઠીક યુક્તિ યોજેલી છે. પરંતુ તું ધારે છે એટલો હું મુર્ખ નથી.

આટલું કહી તેણે તે પુતળું ટેબલપર નાંખી દીધું.

તે બોલ્યો—"કનૈયાલાલના ખુનની વાત પણ આ પ્રમાણેજ જોડી કાઢવામાં આવી હશે." તે હવે ભય રહિત થયો.

તે બોલ્યો—પુતળા માટે મેં રૂપીયા આપવા કબુલ્યા હતા પણ તે આવા બનાવટીને માટે નહિ.

બહાદુરસિંહ ગુસ્સાથી આગળ આવ્યો.

તે બોલ્યો—તું શું કહેવા માંગે છે ?

પ્યારેલાલે પુતળાપર આંગળી મુકી.

તે બોલ્યો—આ અસલ પુતળું નથી.

તેના બોલવામાં દ્રઢતા માલમ પડતી હતી એટલે બહાદુરસિંહ પણ થોડી પળને માટે દબાઇ ગયો. બહાદુરસિંહે પુતળું લીધું અને તેને જોવા લાગ્યો.

પ્યારેલાલ શાંતીથી બોલ્યો—એનો નીચેનો ભાગ કાઢી નાંખ એટલે તને માલમ પડશે.

એકજ ઝટકે નીચેની બેઠક જુદી કરવામાં આવી. બહાદુરસિંહે અંદરના ભાગમાં નજર કરી તો જણાયું કે હોંગહોનું અણીદાર હથીયાર તેમાં લાગ્યું હતું. તેણે અંદરના કોતરેલા અક્ષર જોયા. એટલે સઘળી બીના તેના મગજમાં તાજી થઇ આવી. તેને સમજણ પડી કે તે અંગણનું પુતળું હતું, અને ખરૂં પુતળું હવામાં ઉડી ગયું હતું. તેને હજાર વિચાર આવ્યા. તે જાણતો હતો કે જ્યારથી કનૈયાલાલના ટેબલ પરથી તે પુતળું લેવામાં આવ્યું હતું ત્યારથી તેને બીજું મુકવામાં આવ્યું નહોતું. છતાં આમ કેમ બન્યું ? એટલામાં તેની આંખોમાં તેજ

માલમ પડયું.

તે બબડયો—નક્કી મોટરના શૉફરની લુચ્ચાઈ હોવી જોઈએ એમાં શક નથી.

આમ વિચાર કરે છે એવામાં બારણામાં થઇને દરીઆની ઠંડી હવાનો સુસવાટો હૉલમાં આવ્યો. બારણું એકદમ ઉઘડી ગયું, અને દીવાલ સાથે અથડાયું

બહાદુરસિંહે એકદમ ફરીને આશ્ચર્યતાથી બારણા સામે નજર કરી. બારણાની વચમાં એક આકૃત્તિ ઉભેલી જોવામાં આવી. તેણે બ્લુ સર્જના કપડા પહેર્યા હતા. અને મુખપર ફત્તેહની નીશાની માલમ પડતી હતી.

" મારા મહેરબાનો, હું તમને પુતળાના ભેદથી જ્ઞાત કરીશકીશ " બારણામાંથી ઠંડો અવાજ આવ્યો. પ્યારેલાલ આ સાંભળીને ચમકયો. આગલી રાતે જે માણસે તેના ઉપર હુમલો કર્યો હતો, તેજ તે મનુષ્ય હતો

" આહ ! દેવેન્દ્ર !

બહાદુરસીંહના મુખમાંથી એકાએક ઉપગ્રા શબ્દો નીકળી પડયા તે બદમાશે તરતજ આગળ ધસારો કર્યો પણ દેવેન્દ્રે બારણામાં ઉભા રહીનેજ પીસ્તોલ તેના તરફ તાકી હતી.

તેણે ફરમાવ્યું—તાબે થઇ જા.

તેના શબ્દોમાં અસાધારણ ધમકી હતી.

હૉલના મધ્ય ભાગમાં બહાદુરસિંહ અટકીને ઉભો રહ્યો. બન્ને મનુષ્યો એકમેકની સામે જોવા લાગ્યા.

આખરે બહાદુરસિંહ બોલ્યો—તમારી આ વખતની ફત્તેહ માટે હું તમને મુબારકબાદી આપું છું.

દેવેન્દ્રની નજર તેના તરફથી ખસી નહિં.

દેવેન્દ્ર બોલ્યો—મારા મિત્ર! તેં બરાબર યુક્તિ યોજી હતી, હવે આમાં ત્રીજાએ ભાગ લેવો જોઇએ આમ કહી તેણે આશ્ચર્યતામાં ગરકાવ થયેલા પ્યારેલાલને કહ્યું—આ માણસ ભયંકર બદમાસ છે. માટે જો તમે ડાહ્યા હો તો એને પકડવાને જોઇતી મદદ મને આપો.

પ્યારેલાલ એક કદમ આગળ આવ્યો.

તેણે પુછ્યું—કેવી મદદ?

આ સાંભળી બહાદુરસિંહે ગર્જના કરી—નીમકહરામ કુત્રા! આખરે મારી સામેજ થવા માંગે છે?

દેવેન્દ્રે પ્યારેલાલને કહ્યું—એક મજબુત લાંબા દોરડાની મારે જરૂર છે.

પ્યારેલાલે હૉલમાં ચારે બાજુ નજર કરી. એવામાં તેની નજરે દોરડું માલમ પડયું, અને તે લઇ તે આગળ આવ્યો.

દેવેન્દ્રે કહ્યું—હવે તમે એને સાવચેતીથી બરાબર જકડી લો.

બહાદુરસિંહનો ચહેરો ઘણોજ ઉગ્ર થયો. પરંતુ લાચાર હતો.

પ્યારેલાલ તરફ ફરીને તે બોલ્યો—વિશ્વાસઘાત. કેમ? પહેલાંથી મેં તેમ જાણ્યું હોત તો સારૂં થાત.

પ્યારેલાલનું સર્વાંગ ભયથી ધ્રુજતું હતું. તે અસીમ બળવાળા રાક્ષસને કેદ કરવો એ સહેલું કામ નહોતું. છતાં ડીટેકટીવ સાથે ભળી જવામાંજ તેની સલામતી હતી. જેવો તે બહાદુરસિંહ તરફ આવતો ગયો, તેવીજ દેવેન્દ્રે બહાદુરસિંહ ઉપર પીસ્તોલ બરાબર તાકી રાખી હતી.

દેવેન્દ્રે કહ્યું—પહેલાં તેની આજુબાજુ દોરડું બાંધો, અને પછી મજબુતીથી તેના હાથ બાંધી લ્યો.

પ્યારેલાલ તે દુષ્ટની પાસે ગયો, અને તેની પહોળી છાતીની ઉપરથી દોરડું બાંધવાની કોશીશ કરવા લાગ્યો, તેણે તે પ્રમાણે કર્યું એટલે એકાએક બહાદુરસીંહની આંખો ચમકવા લાગી. એકજ પળમાં તેણે પ્યારેલાલપર છલંગ મારી.

તેણે પોતાના બેઉ હાથો પ્યારેલાલની આજુબાજુ વીંટાળી લીધા-અને જમીનપરથી તેને વીજળીક ત્વરાથી અદ્ધર ઉપાડી લીધો. દેવેન્દ્ર આ ઓચીંતો હુમલો થવાથી એકદમ પીસ્તોલ લઇ આગળ દોડી આવ્યો. પણ તે જરા મોડો થઈ ગયો. બહાદુરસિંહે પ્યારેલાલનું હલકું શરીર પોતાના બાહુબળથી અદ્ધર ઉંચક્યું હતું તે તેણે દેવેન્દ્રના તરફ જોરથી ફેંક્યું. નીશાન બરાબર તાકવામાં આવ્યું હતું. પ્યારેલાલનું શરીર તેના ઉપર આવી પડ્યું, જેથી તે પડતાં પડતાં બચી ગયો.

બહાદુરસિંહના મુખમાંથી ખુશીનો ઉદ્દગાર નીકળ્યો. એકજ પળમા તેણે પોતાના ગજવામાંની પીસ્તોલ ખેંચી કાઢી અને શીલીંગમાં જડેલી બત્તી તરફ તાકી. એકાએક કાચ તુટવાનો અવાજ થયો, અને હૉલમાં અંધારૂં થઇ ગયું. આ બનાવથી દેવેન્દ્રના મુખમાંથી નિરાશાસુચક શબ્દો નીકળ્યા. તે જ્યાં બહાદુરસિંહ ઉભો હતો ત્યાં તેને પકડવા અંધારામાં દોડ્યો, પણ ત્યાં કોઈ નહોતું. જેવી બત્તી તુટી કે તરતજ બદમાસ બીજા ઓરડામાં દોડી ગયો હતો, અને ત્યાંથી બહાર ચાલમાં આવી લાગ્યો હતો. એકદમ તે ડેક ઉપર આવી પહોંચ્યો અને દોરડાના દાદર ઉપરથી ઉતરી જ્યાં પોતાનો મછવો રાખવામાં આવ્યો હતો તેમાં કુદી પડયો. ઉપરથી દેવેન્દ્રે તેને નાસતા જોયો તેવોજ તે પણ તેની પાછળ પડયો પરંતુ તે પહેલાં બદમાસ મછવામાં બેસી ચુક્યો હતો. તેના હાથમાં હજી ધુવાડો નીકળતી પીસ્તોલ હતી. તે તેણે મારવાને બતાવીને જલ્દીથી કીનારા તરફ હંકારવા ફરમાવ્યું. પીસ્તોલ જોઈ

ખીચારા ખારવાને તેમ કરવાની ફરજ પડી. મછવો કિનારા તરફ જવા લાગ્યો. સ્ટીમર પરથી તેણે પોતાને અટકાવવાને અવાજ થયા તે સાંભળ્યા. આથી તે હસ્યો.

તેણે ખારવાને કહ્યું—કિનારા પર જલ્દી લઈજા એટલે પંદર રુપીઆ તારે માટે તૈયાર છે.

ખારવાએ કંઈ જવાબ આપ્યો નહીં, પણ તેના મુખમાંથી ભયસુચક શબ્દ નીકળી પડયા.

ખારવો બોલ્યો—બીજો મછવો આપણી પાછળ પડયોછે.

બાહાદુરસિંહે પાછળ નજર કરી તો ખારવાનું કહેવું ખરું લાગ્યું તે મછવો ઘણે દુર હતો.

તે ખુશાલીમાં બોલ્યો—ફીકર નહી. તે પહેલાં આપણે પહોંચી જઈશું.

તેના શબ્દો ખરા પડયા. કિનારો આવી પહોંચ્યો, એટલે તેના પગથીઆ પર તે કુદી પડયો, અને ખારવાને એક સોનાની મહોર, આપી રાજી કર્યો. તે ત્યાંથી બારાનો દરવાજો ઉતાવળથી વટાવી ગયો. આસપાસ નજર કરી તો દેવેન્દ્રે છુપાવેલી મોટર નજરે પડી. તે તરતજ ત્યાં આવ્યો, અને મોટરનું મશીન ચાલું કર્યું. અને અંદર બેસી ગયો. બત્તી સળગાવવાની પણ તેણે પરવા કરી નહિં. એકદમ તેણે તે મોટરને પુરવેગથી છોડી દીધી મોટરના મશીનનો અવાજ પાછળ આવનાર એ મનુષ્યના કાને અથડાયો. દેવેન્દ્ર અને ત્રીભુવન કીનારા પર આવી પહોંચ્યા હતા પણ મોટર ત્યાંથી ઘણે દૂર નીકળી ગઈ હતી.

ત્રીભોવન બોલ્યો—ઘણું ખરાબ થયું. બદમાશે બીજી વખત હાથ તાળી આપી છે.

દેવેન્દ્રનો ચહેરો ઘણો ગુસ્સે થયેલો હતો.

તે બોલ્યો–થોડાજ વખતને માટે તે ફતેહ પામ્યો છે.

તે હવે કલકત્તાજ જશે, કારણ કે તેવા બદમાસને માટે તે મોટું શહેર સહીસલામતી ભરેલું છે. આપણે પણ તેની પાછળ પડવું જોઈએ. તેણે પોતાનો હાથ કોટના ખીસા તરફ વાળ્યો. તેને જણાયું, કે સેન્ડોનું પુતળું હજી ત્યાંજ હતું.

તે બોલ્યો—વાંધો નહિ. હજી સેન્ડોનું પુતળું આપણી પાસેછે. નાશી જવામાં તે કંઈ ફાવ્યો નથી. તેની ધારેલી યોજના આપણે ધુળમાં મેળવીછે.

ત્રીભુવને પુછ્યું—તમે ધારો છો કે આપણે તેને શોધી શકીશું?

દેવન્દ્રે જવાબ વાળ્યો—આપણે તેને માટે તપાસ કરવામાં બીલકુલ કચાશ રાખીશું નહીં, શહેરમાં તે એક ભયંકર આદમી છે અને તેને પકડયા વિના મને ચેન પડવાનું નથી,

આમ વાત કરતાં ત્યાંની એક હોટલ આગળ તેઓ આવી પહોંચ્યા. દેવન્દ્રે હોટલમાં ગયો અને થોડીજ પળમાં પાછો આવ્યો.

તે બોલ્યો—થોડાજ વખતમાં આપણે માટે બીજી મોટર આવી પહોંચશે, અને બહાદુરસિંહના ધારવા કરતાં ઘણુજ ઓછું અંતર રહેશે.

ત્રીભુવનના મુખમાંથી હસવાનો અવાજ આવ્યો તે બોલ્યો—હવેજ ખરી રમત શરૂ થાય છે.

---

## પ્રકરણ ૧૪ મું.

### સપડાયો.

બીજે દિવસે સવારે આસરે અગીયારેક વાગે એક ગૃહસ્થ પોતાની પાર્કલેનમાં આવેલી રૂમમાંથી બહાર આવી રસ્તાપર ચાલવા

લાગ્યો. તેના હાથમાં સોનાની મુઠવાળી મજબુત લાકડી હતી. તે તેને આમ તેમ ફેરવતો હતો. પ્રિય વાંચક ! તે ગૃહસ્થ બીજો કોઇ નહિ પણ બહાદુરસિંહ પોતે હતો. આગલી રાત તે સહી સલામત પોતાને રહેઠાણે મોટરમાં આવી પહોંચ્યો હતો. મોટર તેના માલીકના કમ્પાઉન્ડ આગળ મુકવામાં આવી હતી.

ચાલતો ચાલતો તે બોલ્યો—મેં તેઓને ફરી બનાવ્યા છે. દેવેન્દ્ર ફાવે તેવો હોંશીયાર છે, છતાં મને ગુનેહગાર ઠેરવવાને તેને પુરતી સાબીતી નથી. તેમજ કનૈયાલાલપર મેં હુમલો કર્યો હતો, તે પણ તે સાબીત કરી શકે તેમ નથી. પણ મેં ભુલ કરી છે. દેવેન્દ્રને મેં સાધારણ આદમી ધાર્યો હતો. પણ હવેથી હું બરાબર સંભાળ લઇશ. તે ગલી વટાવી ફુટપાથપર ચાલવા લાગ્યો. રસ્તામાં તેને એક જાહેર-ખબરના પાટીયા લઇ જનાર એક મનુષ્યનો ભેટો થયો. તે પાટીયા તે ગરીબ મનુષ્યની છાતી અને પીઠપર ટંગાવ્યા હતા. જેવો બહાદુરસિંહ આગળ વધ્યો કે પેલો આદમી તેની પાછળ પડયો, અને નજર રાખવા લાગ્યો. આવી રીતે ઘણી ગલીઓ વટાવવામાં આવી. આખરે લીલામના દિવસે તે જે ચોકવાળા મકાનમાં ગયો હતો, ત્યાં તે આવી પહોંચ્યો. ગલીમાં વળી તે પેલા બારણા આગળ આવ્યો, અને આમતેમ નજર કરી બારણાપર બે ટકોરા માર્યા. આ વખતે પેલો મનુષ્ય ગલીના નાકાપર આવી પહોંચ્યો હતો. તેણે તેને મકાનમાં દાખલ થતાં જોયો.

પછી તે મનુષ્ય નાકાપરના ફુટપાથપર બેસી પડયો. તેના પાટીયા તેણે નીચે મુકયા અને દિવાલને અઢેલીને ચલમમાંથી ધુમાડાના ગોટા કાઢવા લાગ્યો.

એવામાં એક અવાજે તેને ચમકાવ્યો. તેની પાછળજ એક પોલીસ હસતા મુખે ઉભો હતો.

તે બોલ્યો—મારા મિત્ર, તું તારા કામથી થાકીને આશાયસ લે છે કેમ?

જવાબ મળ્યો—હા. પાંચ મીનીટને માટે.

પોલીસે આગળ ચાલતાં જણાવ્યું—ખરેખર. આશાયસ લે એમાં નવાઈ નથી. શરીરની આજુબાજુ પાટીયા લટકાવવાનું કામ હું બીલકુલ પસંદ કરતો નથી. પોલીસ ફુટપાથપર આગળ ચાલવા લાગ્યો. પેલા મનુષ્યે પોતાનું હાસ્ય છુપાવવા મુખ આગળ હાથ ધર્યો.

તે બબડયો—અને હું પણ તારી માફકજ પાટીયા લટકાવવાનું ના પસંદ કરૂં છું. પરંતુ મારા ધારવા પ્રમાણે હાલ મારે તેમ કરવાની જરૂર છે.

પ્રિય વાંચક! એ મનુષ્ય કોણ હતો તેની તને સમજ પડી હશે. જો નહિં પડી હોય તો તે આપણી વાર્તાનો નાયક દેવેન્દ્ર પોતે હતો. તેણે આ વખતે વેશ બદલ્યો હતો. અર્ધોએક કલાક આમ ગયો હશે, અને ડીટેકટીવ અધીરો બન્યો હતો, એવામાં તેણે ગલીના ઉંડાણના ભાગમાંથી એક અપંગ ભીખારીને પોતાની તરફ આવતા જોયો. પહેલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણેજ તે દુખી મનુષ્યની સ્થીતિ હતી. કમ્મ-રમાંથી પગના તળીયા સુધી જાણે તેને લકવો થયો હોય તેમ લાગતું. તે ધીમે ધીમે ગલીના નાકા તરફ જમીનપર નજર રાખીને ચાલતો હતો. દેવેન્દ્રે ફરી ચલમમાંથી ધુમાડો કાઢયો. તેણે તે કમનશીબ ભીખારી તરફ કંઇ પણ શંકા વિના એક વખત નજર કરી, પાછો જ્યાં બહાદુ-રસિંહ ભરાયો હતો ત્યાં જોવા લાગ્યો.

પ્રિય વાંચક! આપણે જે અપંગ વિશે ઉપર કહી ગયા તે બહાદુરસિંહ પોતે હતો. તે દેવેન્દ્ર આગળ થઇ પસાર થયો. તે આટલો બાહોશ હતો, છતાં દેવેન્દ્રને હાલના વેશમાં ઓળખી શકયો નહિં.

ધીમે ધીમે તે આગળ જતો હતો. એવામાં દેવેન્દ્રની આંગળીઓએ જોરથી ચલચને પકડી તેના મુખપર આશ્ચર્યતાની લાગણી સાફ દેખાઇ આવતી હતી. જેવા બહાદુરસિંહે ત્યાંથી આગળ પગલું ભર્યું, કે તરતજ દેવેન્દ્ર પોતાની જગાપરથી ત્યાં આવ્યો, અને એકજ ઝટકે તે દુષ્ટની ધારણ કરેલી ટોપી તેમજ નકલી બાલની વીગ ખેંચી કાઢી.

દેવેન્દ્ર બોલ્યો—ઘણું ડહાપણ ભરેલું કામ ? પણ જોઇએ તેટલું નહિં. મારા મિત્ર ! ઉપર પ્રમાણે બોલી રહયો કે તેણે બહાદુરસિંહ સાથે લઢવાને છલંગ મારી પણ તે દુષ્ટે સમય સુચકતા વાપરી. ગર્જના કરતો તે ગલીની એક બાજુએ ખસી ગયો, અને પછી કોટની બાંય નીચે છુપાવેલો હાથ બહાર કાઢયો. અને દેવેન્દ્રપર હુમલો કરવાને લોખંડનું વાંકયું ઉગામ્યું. દેવેન્દ્ર ઘા ચુકવવાને નીચો વળી ગયો. અને આવતા હથીયારને હાથવતી અટકાવ્યું. ઘા સખ્ત હોવાથી તેના હાથપર સખત ફટકો લાગ્યો. ઘડીભર તે દુઃખથી પાછો હડયો. પણ તરતજ બહાદુરસિંહ સામે પાછો ગયો, બહાદુરસિંહે બીજીવાર હથીયાર ઉગામ્યું જે દેવેન્દ્રની છાતી સામે આવ્યું. દેવેન્દ્રે યુકિતથી હથીયાર હાથપર ઝીલી લઈ છીનવી લીધું. બહાદુરસિંહ એકદમ હવે ટટાર થઇ ગયો. દેવેન્દ્રે સાથે લઢવાની તેની ઈચ્છા નહોતી. આથી તે પાછો ગલીમાં દોડયો, અને જે બારણામાંથી નીકળ્યો હતો, તેમાં તરતજ ભરાઈ ગયો. દેવેન્દ્ર તેની પાછળ પડયો પણ તરતજ જણાયું કે બારણું ઉઘડે તેમ નહોતું. આથી તેણે ખીસામાંથી સીસોટી વગાડી, જેથી એક પોલીસ ત્યાં આવી પહોંચ્યો.

તેણે પુછયું—કેમ શું છે ?

દેવેન્દ્ર તેના તરફ ફરીને બોલ્યો—મારૂં નામ દેવેન્દ્ર છે, હું અહીં એક ખુનીને પકડવા આવ્યો હતો, પરંતુ યુક્તિથી તે આ ઘરમાં

ભરાઇ જવા પામ્યો, છે. એ ઘરને બીજું બારણું છે કે ?

પોલીસે જવાબ આપ્યો—ના સાહેબ. જો કોઈપણ માણસને ઘરમાંથી બહાર નીકળવું હોય છે તો તે આજ બારણામાંથી આવે છે.

દેવેન્દ્ર થોડીવાર શાંત રહ્યો.

પછી બોલ્યો—પોલીસ સ્ટેશનપર આ ઘરની તપાસ કરવાને મારે વૉરંટ મેળવવું પડશે. માટે જ્યાં સુધી હું પાછો ફરું ત્યાં સુધી તારે અહિં રહેવું અને જોવું કે કોઈપણ મનુષ્ય એમાંથી બહાર નીકળીને જાય નહિં. બોલ, શું કહે છે ? મારા હુકમ પ્રમાણે કરવા તારી મરજી છે ?

પોલીસે જવાબ આપ્યો—દેવેન્દ્રબાબુ, તમે એને માટે બેફીકર રહો. કોઇ પણ માણસ અહીંથી જઈ શકશે નહિં.

દેવેન્દ્રે જણાવ્યું—ઠીક છે, ધ્યાનમાં રાખજે કે તે બદમાસ ઘણો યુક્તિબાજ છે. તને છેતરી જાય નહિં.

આ પછી દેવેન્દ્રે બહાદુરસિંહના બાંધાનું વર્ણન આપ્યું. દેવેન્દ્ર ત્યાંથી ગલીના નાકા પર આવ્યો અને ત્યાંથી પસાર થતી એક મોટરમાં ચઢી બેઠો. મોટર પુર વેગથી પોલીસ સ્ટેશન તરફ ચાલી. દેવેન્દ્રને ખબર નહોતી, કે બહાદુરસિંહ કેવી યુક્તિ રચીને પોલીસને છેતરીને નાસી જવાનો હતો.

હવે આ તરફ બહાદુરસિંહ હજી પોતાના ભિખારીના વેશમાંજ ઘરમાં હતો. તેના મગજમાં એકાએક વિચાર આવ્યો અને ટેલીફોન હાથમાં લઇ અમુક નંબર માંગ્યો.

તે બોલ્યો—હલ્લો, હલ્લો !

પેલે છેડેથી જવાબ મળ્યો.—કોણ છે ?

બહાદુરસિંહે પુછયું—કોણ જાલસીંગ ?

જવાબ મળ્યો—હાજી.

બહાદુરસિંહે પુછ્યું—હું કોણ છું તે તું જાણે છે?

જાલસિંગે કહ્યું—હા સરદાર.

બહાદુરસિંહે કહ્યું—બરાબર. હું કહું છું તે બરાબર ધ્યાન રાખીને સાંભળ. આપણા આ મકાનમાં હું કેદી બનેલો છું. એક પળ પણ ગુમાવવાની નથી. નાથીઓ ત્યાં છે કે?

જવાબ મળ્યો—હાજી અહીંજ છે.

બહાદુરસીંહના મુખમાંથી સંતોષકારક શબ્દ નીકળ્યો.

તે બોલ્યો—દેવેન્દ્ર અહીં સુધી મારી પાછળ પડેલો છે, અને તેણે આ ઘર ઉપર નજર રાખવા એક પોલીસને ઉભો રાખ્યો છે. જો મને વખતસર મદદ નહીં મળે તો, મારાથી બહાર નીકળી શકાય તેમ નથી.

જાલસીંગે પૂછ્યું—કોણ, ડીટેક્ટીવ દેવેન્દ્ર?

બહાદુરસિંહે કહ્યું—હા.

જાલસીંગે કહ્યું—ત્યારે તો થઇ રહ્યું. આપણી બાજી ધુળમાં મળી છે.

બહાદુરસીંહ આવા કાયરતાના શબ્દો સાંભળી તપી ગયો.

તે બોલ્યો—બેવકુફ નહિં બન. આવા સંકટના સમયમાં શું કરવું તે મેં તને કહ્યું છે.

સામેથી અવાજ આવ્યો—શું કચરાના ગાડાંની વાત કે?

બહાદુરસિંહે કહ્યું—હા તેજ. નાથીઆને બોલાવીને જલ્દીથી આ તરફ તે ગાડું લઇને આવો. એક પણ પળ ગુમાવશો નહિ અને સાવચેતીથી કામ કરજો.

આટલું કહી તેણે ટેલીફોન મુકી દીધો. ત્યાંનો નોકર આ વાત-

ચીત સાંભળી ગભરાઇ ગયો હતો.

બહાદુરસીંહે તેને કહ્યું—હોંશીયાર થા. તું તદ્દન સહીસલામત છે. કદાચ તને કોઇ મારે માટે પુછે તો કહેજે; કે મારે વિશે તું કંઈ પણ જાણતો નથી. ફક્ત એટલુંજ જણાવજે કે હું કોઈ કોઈ વખત અહીં આવું છું. સમજણ પડી કે ?

નોકરે જવાબ આપ્યો—હાજી.

બહાદુરસિંહ બીકને લીધે તે રૂમમાં આમ તેમ આંટા મારતો હતો. ગાડું ક્યારે આવે તેની રાહ જોતો હતો, પોતાના અગત્યના કાગળીયાં તેણે ઘરમાંથી એકઠાં કરી લીધાં. તેણે નીચે પડેલા લોખંડના વાંકીયાને જોયું.

તે બોલ્યો—હવે આ વાંકીયા ફરીથી મારા કામમાં આવે તેમ નથી. હવે પછી મારે બીજો વેશ ધારણ કરવો પડશે.

ત્યાર પછી તેણે પોતાનાં કપડાં બદલ્યાં અને જુનાનું બંડલ કરી કબાટના એક ખુણામાં મુકયા.

બહાદુરસિંહે નોકરને કહ્યું—હવે હું રસોડામાં જાઉં છું. તારે ત્યાં આવવાની જરૂર નથી. મારા ધારવા પ્રમાણે ચોકમાં પડતું બારણું ઉઘાડુંજ હશે ?

નોકરે જવાબ આપ્યો—હાજી. પણ તે રસ્તેથી જવું સહી સ-લામતી ભરેલું નથી. તમારે ગલીને રસ્તેથીજ જવું પડશે.

બહાદુરસિંહ આથી હસ્યો.

તેણે જવાબ આપ્યો—હાલના સંજોગ જોતાં મને તેજ રસ્તો વાજબી લાગે છે.

થોડો વખત ગયો એટલે તેણે બહારથી ગાડાંનો ખખડાટ સાં-ભળ્યો. તેનો ચહેરો પ્રફુલ્લીત થયો અને પાસે પડેલું બંડલ હાથમાં લીધું.

તેણે નોકરને કહ્યું—તું અહિંજ ઉભો રહેજે અને જ્યારે પોલીસ આવે ત્યારે મારા કહ્યા પ્રમાણે કહેજે. અહિં કોઇ આવ્યુંજ નથી. એમ કહેજે એટલે તેઓ બધે તપાસ કરશે, તોપણ કંઇ પત્તો મળશે નહિ.

આખરે ગાડું ગલીમાં થઈ ચોકમાં આવી પહોંચ્યું.

"કચરા પટી"

એકાએક અવાજ આવ્યો, જે કલકત્તાના બધા આદમીઓની જાણમાં હતો. તે સાંભળી બહાદુરસિંહ ઘરના પાછલા ભાગ તરફ ગયો. જ્યારે તે રસોડામાં ગયો ત્યારે તેણે બારણા પર બે અવાજ સાંભળ્યા. જે તેની ટુકડીનો સંકેત હતો. બારણું ઉઘાડવામાં આવ્યું, અને બે આદમી અંદર દાખલ થયા. બેઉ જણાએ ઢેડાઓનો પહેરવેશ પહેરેલો હતો, અને ઘરનો કચરો લઇ જનારા જેવાજ તેઓ દેખાતા હતા. જાલસીંગે એક પળ સુધી બહાદુરસિંહ સામે જોયું, એટલે અમુક સંકેત પસાર થયો.

બહાદુરસિંહે પૂછ્યું—કેમ તૈયાર ?

જવાબ મળ્યો—જી, હા, સરદાર !

ગલીના નાકાપર પોલીસ ઉભો હતો. તેની નજર ઘરના દ્વાર પરથી ખસી નહોતી. જ્યારે કચરાનું ગાડું ગલીમાં દાખલ થયું ત્યારે તે જરા આઘો ખસી ગયો હતો. ત્યાંથી ગાડાંનો પાછલો ભાગ તે બરાબર જોઇ શકતો હતો. ગાડાંમાંના એક માણસે નીચે ઉતરી ગાડાના પાછલા ભાગ આગળ નાનો દાદર ગોઠવ્યો એટલે એક જાડો પણ ઠીંગણો મનુષ્ય પોતાની પીઠ પર કચરાનું પીપ લઈ આવ્યો તે ધીમેથી ચોકમાં ચાલતો હતો. પછી દાદર પર ચઢી તેણે પેલું પીપ ગાડાંમાં નાખ્યું એટલે કચરો ખાલી થઇ ગયો. પછી ખાલી પીપ લઈ તે પાછો ઘરમાં મુકવા ગયો. પોલીસે આ સર્વ જોયું હતું. એવામાં પેલો

માણુસ આવી પહોંચ્યો, અને બેઉ જણા ગાડાં પર ચઢી ગયા. જ્યારે ગાડું પાછું પોલીસની પાસેથી પસાર થયું, ત્યારે તેણે પેલા બે ઢેડુ-ઓ તરફ જોયું.

તે બોલ્યો—ઠંડીના વખતમાં આ કામ કરવું ઘણું ઠીક લાગે છે. નહિં વારૂ ?

જવાબ મળ્યો—જ્યારે અમુક ટેવ પડે છે ત્યારે તે કામની કો-ઇને પણ અડચણ પડતી નથી.

ગાડું ગલીમાં થઇ એકદમ આગળ ચાલવા લાગ્યું. વસ્તીવાળો ભાગ વટાવી તે એક સાંકડી ગલીમાં આવી પહોંચ્યું. તે ગલીના છેડા પર એક લાકડાનો કંપાઉન્ડ બાંધી લેવામાં આવ્યો હતો. વચમાં મો-ટો દરવાજો હતો. ગાડું તે દરવાજામાં થઇ અંદર દાખલ થયું એટલે એક માણુસ નીચે કુદી પડયો, અને અંદરથી દરવાજો બંધ કર્યો. પછી ગાડાં નજીક આવીને બોલ્યો—બરાબર છે. તરતજ ગાડામાં ચળવળ થઇ, બહાદુરસિંહ કપડા ખંખેરી ગાડામાંથી નીચે કુદી પડયો. તેના ચહેરાપર ફત્તેહની નીશાની માલમ પડતી હતી.

તે બોલ્યો—બીજી વખત આપણે જીત્યા છીએ, પણ ફાયદો મેળવી શકયા નથી.

જાલસીંગ બોલ્યો—દેવેન્દ્ર સામે થવામાં માલ નથી.

બહાદુરસિંહે ઉંડો દમ ખેંચ્યો.

તે ગુસ્સાથી બોલ્યો—તે જોઇ લઇશું. હાલ તો આપણે ઝુટ-લાથીજ સંતોષ માનીશું. હવે પછી આપણે નવી જીંદગી શરૂ કરવા-ની છે, અને જો તે વખતે આપણી વચમાં આવશે, તો તેનું કાટલુંજ કાઢી નાખીશું.

* * *

"આખરે ત્યારે તમને તે બદમાસ છેતરી ગયો કેમ? નિર્મળાએ દેવેન્દ્ર સામે જોઈ જોઇ પૂછ્યું.

દેવેન્દ્રે જવાબ આપ્યો—હું ધારતો હતો તેમ તે ઘણો યુક્તિબાજ છે, અમે આખા ઘરની તપાસ કરી પણ તેનો પત્તો મળ્યો નહિં.

પ્રિય વાંચક! આ સઘળો ભેદ તને માલમ પડયો હશે. બહાદુરસિંહના નાસી જવા પછી દેવેન્દ્ર તે ઘર આગળ બે ચાર પોલીસને બોલાવીને આવી પહોંચ્યો હતો, પણ આખરે ખાલી હાથે જવું પડયું હતુ. ત્યાંથી તે કનૈયાલાલની હોટલ તરફ ગયો હતો. જ્યાં ઉપર પ્રમાણેની વાતચીત ચાલતી હતી.

એવામાં બારી આગળ પડેલી ખુરશીમાં કનૈયાલાલ પાસુ ફર્યો; તે જોઇ નીર્મળા તેની પાસે ગઇ.

તેણે પુછ્યું—શું છે કાકા?

કનૈયાલાલે દેવેન્દ્ર તરફ જોયું.

તે બોલ્યો—બદમાસને જવા દો.

નીર્મળા બોલી ઉઠી—નહિ. તેમ બનતું જોઇએ નહિ. તેને તો પકડીને સજાજ કરવી જોઇએ.

કનૈયાલાલે હસ્યો.

તે બોલ્યો—જવા દે એ વાતને. હું ઘણો હેરાન થયો નથી. એજ બસ છે.

નીર્મળા અજાયબ થઈ બોલી—આના કરતાં કેટલું હેરાન થવું હતુ? લગભગ તમને અધમુઆતો કરી નાખ્યા હતા?

કનૈયાલાલે જવાબ આપ્યો—તારૂં કહેવું બરાબર છે. હું મજબુત હોવાથી તેનો ઘા ખમી શક્યો પણ તે બદમાસે બીજા પર ઘા માર્યો

રહ્યો છે તે નહિં ખમી શકાય તેવો છે.

દેવેન્દ્રે આ જવાબથી તેની સામે જોયું.

તેણે પુછયું—તમે પ્યારેલાલને માટે કહો છો કેમ?

બુઢ્ઢાએ જવાબ આપ્યો—હા. તેનેજ માટે કહું છું. જ્યારે તેણે જાણ્યું હશે કે તે પુતળું બનાવટી છે ત્યારે તે કેવો નાચ્યો હશે? હા! હા! એમ કહી તે હસ્યો. નીર્મળા પણ આથી હસી પડી.

તે બોલી—હવે તે કદી પણ કોલેજોમાં બડાઇ મારી શકવાનો નથી.

કનૈયાલાલે ડોકું ધુણાવ્યું. તેના હરીફની હાર થવાથી તે ઘણોજ ખુશી થયો હતો.

તે બોલ્યો—દેવેન્દ્ર બાબુ! તમારી મહેનત બરબાદ તો નથી ગઈ. તમારા બીલની હું રાહ જોઉં છું તમે તે અસલ પુતળું લાવી આપ્યું છે એજ મારે મન મોટો ખજાનો છે. માટે તમારાથી જેટલું બીલ થઇ શકે તેટલું કરવા ચુકતા નહીં

તે મશ્કરી કરતો પાછો બોલ્યો—માટે મહેરબાન તમારૂં બીલ જલ્દી મોકલાવી આપો. હું હાલમાં ઘણોજ સુખી હાલતમાં છું.

દેવેન્દ્રે ત્યાંથી રજા લીધી. આ પ્રમાણે તેની જીંદગીમાં આ વાર્તાનો અંત આવ્યો. પણ બહાદુરસિંહ સાથે તેને પાછુ મળવાનું હતું તે જાણતો નહોતો.

પ્રિય વાંચક! દેવેન્દ્ર અને બહાદુરસિંહની બીજી વખતની લડાઈ આપણે બીજી વાર્તામાં વાંચીશું.

**સમાપ્ત.**

---

છપાવી પ્રસિદ્ધ કરનાર:—**પ્રાણુલાલ જીવણદાસ બુકસેલર્સ**

તારઓફીસ સામે—સુરત.

સુરત બરાનપુરી ભાગોળ ભાજીવાળી પોળમાં આવેલા '**શ્રી અનાવિલ બંધુ**' પ્રી. પ્રેસમાં **ગોવિંદજી દાદાભાઈ નાયકે** છાપ્યું.

રાજ કન્યકા! અંતે ...! થઇ હતભાગી અરે!
શિયળ લુંટાવે! પતિવ્રત વેંચે! પાપે પેટ નિજ ભરે.



પૃષ્ઠ સંખ્યા આશરે ૩૦૦ ચાર ચિત્રો સાથે.

જોધપુરના દરબારમાં વારાંગનાના વેશમાં રાજકન્યા વેણી.

